ડુંગરીગરાસિયા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...

# પ્રસ્તાવના

અરવલ્લીની ગિરિમાળાઓમાં છેક ગુજરાત-રાજસ્થાનના સીમાડા પાસે વિજયનગર તાલુકાનું રાજપુર એ મારું ગામ-વતન. મારી અભ્યાસિક પ્રવૃત્તિઓ હોય કે પછી ખેતી કે ગોવાળાને લગતી પ્રવૃત્તિઓ હોય, મોટેભાગે બહુસંખ્યક ડુંગરી ગરાસિયા મિત્રોમાં જ વિકસીને પાંગરી છે. તેમની ભાષા તો નાનપણથી જ મારે કોઠે વસી ગઈ છે. ચંદુ ડામોર, સતીષ અસારી, રમેશ બોદર, લક્ષ્મણ ગામેતી કેટલા મિત્રોને યાદ કરું ? કદાચ બે-ત્રણ પાનાં તો ઓછાં જ પડે ! વળી અમારાં ખેતરો છેક બાપ દાદા-પડદાદાના સમયથી જ ગોઢવાડા, ચંદવાસા, સરસવ ને નાલશેરી જેવાં આદિવાસી ગામોની સીમમાં, એટલે વહેલો મોડો ય ખેતરે એકાદ આંટો હોય જ. એ નાતેય એ ગામોના ડુંગરી ગરાસિયાઓ અમારે મન ઘરના જ. ગામના જ, એમને ન ઓળખું કે તેઓ ન ઓળખે તેની જ નવાઈ! નાનપણથી જ તેમના તહેવારો-પ્રસંગો જોયા...એ ઘરોબાને લીધે જ તેમનાં ઊંચા કંઠે ગવાતાં એ લોકગીતો અને નૃત્યની એ ઠમક આજેય આંખ સામે તરવરી ઊઠે છે. એ લોકગીતોને સમજવાની એ સમયે સરદી નહોતી લીધી, પણ પ્રાધ્યાપક બન્યા પછી ચળ ઊપડી તે ઊપડી. એક એક લોકગીતનો આસ્વાદ પ્રગટ થતો ગયો અને પાંચેક વર્ષમાં પંદર જેટલા આસ્વાદો સારાં સારાં સામયિકોમાં પ્રગટ થયા. એ પ્રયત્નોનું પહેલું પુસ્તક તે 'અરવલ્લીની લોકસંપદા.' એ જ વર્ષે ફરી મનમાં થઈ આવ્યું કે ડુંગરી ગરાસિયાઓના સામાજિક-સાંસ્કૃતિક જીવનનો અભ્યાસ પરંપરા

અને પરિવર્તનને કેન્દ્રમાં રાખીને થાય તો કેવું ? બે-ત્રણ મહિનાના વિચાર-મંથનના પરિણામે દરખાસ્ત તૈયાર કરી યુ.જી.સી.માં મોકલી અને એ પ્રોજેક્ટ મંજૂર પણ થયો. મને એ સમાજ તેનાં વિધિ-વિધાનો, તહેવારો બધું જ અવગત હોય તેવું લાગેલું, પરંતુ ફિલ્ડ-વર્ક શરૂ કર્યું ત્યારે સમજાયું કે મારી સમજ કેટલી ઉપરછલ્લી હતી ! કાયામ ત્રણ વર્ષે પૂરું થયું ત્યારે નિરાંત......લેવામાં જ કાનજીભાઈનો કોલ આવ્યો. ...તેજગઢ જયાં મુરબ્બી ગણેશદેવી અને કાનજીપટેલ જેવી સંનિષ્ઠ વ્યક્તિઓના માર્ગદર્શનમાં કામ કરવાનો મોકો એ કોને ન ગમે ?

સરસ માર્ગદર્શન મળ્યું. ચર્ચાના અંતે મુદ્દાઓ નોંધાયા. શરૂશરૂમાં તો એમ કે 'આપણે તો આ જ વિષય પર કામ કર્યું છે. પછી તકલીફ શેની?' મહિનામાં તો ? પણ ત્યાર પછીની ચર્ચાને અંતે તેમણે મોકલાવેલી કાર્ય -રૂપરેખા જોઈ ત્યારે તો આશ્ચર્યવત્ જોઈ જ રહ્યો. ૨૩ જેટલા મુખ્ય મુદ્દાઓ અને તે અંતર્ગત પેટા પ્રશ્નોની ઝડી ! ફરીથી ફિલ્ડવર્ક કરવું જ પડે તેવી સ્થિતિ ને પાછી કૉલેજ ચાલુ. લગાતાર ઉઘરાણી ને શનિ, રવિના કેટલાય આંટાફેરાને અંતે આ લઘુપુસ્તિકાનું કાર્ય થઈ શક્યું છે તેનો અદકેરો આનંદ અનુભવું છું. આ ક્ષેત્રમાં અત્યંત નિષ્ઠાથી કાર્ય કરનારા મુ. ગણેશદેવી અને વડીલમિત્ર કાનજી પટેલે આ કામ કરવાની જે તક આપી અને શાસ્ત્રીય અભ્યાસ માટેની જે દિશા ચીંધી છે તે બદલ તેમનો ખૂબ ખૂબ આભાર.

# અનુક્રમ

**સમાજનું નામ**

ડુંગરી ગરાસિયા

**ભૌગોલિક વિસ્તાર**

**ડુંગરી ગરાસિયા :**

ઉત્તર ગુજરાતના સાબરકાંઠા જિલ્લાના વિજયનગર,ભીલોડા અને મેઘરજ તાલુકાઓમાં 'ડુંગરી ગરાસિયા'ના નામે ઓળખાતી આદિવાસી જ્ઞાતિના લોકો વસે છે. આદિવાસીઓની આ જ્ઞાતિએ રાજા-રજવાડાઓના સમયમાં રાજ્યની સેવા-રક્ષણ કરવામાં યોગદાન આપ્યું હતું, તેની કદરરૂપે તેમને ૧૫-૧૫ શેર મકાઇ વાવી શકાય તેટલી જમીન 'ગરાસ' રૂપે મળેલી તેથી આ જ્ઞાતિ-સમુદાયનું નામ 'ડુંગરી ગરાસિયા' એવું પડયું છે. આમ તો સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા, વિજયનગર, ભીલોડા અને મેઘરજ આ ચારેય તાલુકાઓમાં આદિવાસીઓની વસ્તી છે, પરંતુ ખેડબ્રહમા તાલુકામાં 'ડુંગરી ભીલ', તો વિજયનગર, ભીલોડા અને મેઘરજમાં 'ડુંગરીગરાસિયા' જ્ઞાતિના આદિવાસીઓ વસે છે. 'ડુંગરીગરાસિયા' કે 'ગરાસિયા'ના નામે ઓળખાતી આ જ્ઞાતિના આદિવાસીઓ રાજસ્થાનના ઝાડોલ, ખેરવાડા અને કેશરીયાજી જેવા તાલુકાઓમાં પણ વસે છે. ગુજરાત-રાજસ્થાનના 'ડુંગરીગરાસિયાઓ' પરસ્પર સામાજિક સંબંધો ધરાવે છે, વળી તેમની ગોત્ર-અટકો સામાજિક રીત-રિવાજો, પરંપરાઓ અને બોલીમાં પણ સામ્ય જોવા મળે છે.

વિજયનગર તાલુકામાં વસતા ડુંગરી ગરાસિયાનાં વિવિધ અટકો ધરાવતા આદિવાસીઓ તેમના પૂર્વજો રાજસ્થાનના અમુક ગામમાંથી આવ્યા છે એવું કબૂલે છે. તે જોતાં ગુજરાતની ડુંગરીગરાસિયા જ્ઞાતિનાં મૂળ પણ રાજસ્થાનમાં રહેલાં છે.

ડુંગરીગરાસિયાઓ મહદંશે ડુંગરાઓમાં, ડુંગરાળ વિસ્તારમાં વસે છે. પ્રાચીન-પુરાતન અરવલ્લીની ગિરિમાળાઓ એ તેમનું વસવાટક્ષેત્ર છે. સપાટ પ્રદેશમાં મોટે ભાગે ઇતર જ્ઞાતિના લોકો વસવાટ ધરાવે છે. વિજયનગર તાલુકામાં અરવલ્લીની ગિરિમાલાના ડુંગરો વિવિધ નામે ઓળખાય છે, જેમ કે 'માતાવાળો ડુંગર', 'બોડો', 'અગારજો', 'કલાળલો', 'કેવડાપૉણી', 'લીમહેર', 'ગઉવો', 'ભોમિયો', 'કાલાખેતરા', 'વનરાસી', 'ડેટકી', 'વીરીહેરના ડુંગરો', 'જોડનો ડુંગરો', 'કાંતરવાનો કાટો', 'લીમહેર', 'કુડાંવાળોડુંગરો', હેરવાળો ડુંગરો ', 'જોડનો ડુંગરો', 'માતાવાળી રેડ', 'પેટલિયો ડુંગરો' વગેરે તો આ ડુંગરાળ વિસ્તારમાં 'હરણાવ', 'પુણ્યશીલા' અને 'ગૂવી' વગેરે મુખ્ય નદીઓ છે, જેમાં હરણાવ નદી પર 'હરણાવ ડેમ' બાંધવામાં આવ્યો છે.

વિજયનગર તાલુકો વિશેષ ડુંગરાળ વિસ્તાર ધરાવે છે. અહીં વિશેષતઃ ડુંગરી ગરાસિયા જ્ઞાતિનાં ગામો ડુંગરાળ અને અંતરિયાળ વિસ્તારમાં છે.આ તાલુકામાં ૧૦૩ જેટલાં ગામો પૈકી વિજયનગર, રાજપુર, નવાધરા, ઉબરીયા, ડુંડોલ, ખરોલ, કોડિયાવાડા, પલ, દઢવાવ અને દંતોડ જેટલાં ગામો જ સપાટ પ્રદેશમાં સામુદાયિક વસ્તીરૂપે રહેતાં જોવા મળે છે. આ સામુદાયિક વસ્તીના ગામોમાં બિનઆદિવાસી જ્ઞાતિઓ વસે છે. ડુંગરાળ પ્રદેશમાં આદિવાસીઓ ડુંગરી ઉપર અલગ અલગ ઘર બનાવીને રહેતા હોઇ

તેમના ગામોનું કદ મોટું જોવા મળે છે.

આ વિસ્તારમાં વણધોલ, વણજ, સરસવ, ખોખરા, અભાપુર, ખેરવાડા, ઝેરવદરી, વિરેશ્વર, સામતેલા, ગરાડા, બાલેટા, આતરસુંબા, કઠવાવડી જેવાં ગામોનાં જંગલો ગીચ અને સુરક્ષિત છે. બાકી મોટે ભાગે જંગલવિહોણા બોડા ડુંગરાઓ નજરે પડે છે.

**સૃષ્ટિસર્જનની કલ્પના**

સૃષ્ટિસર્જન અંગે ડુંગરી ગરાસિયાઓમાં ખાસ કંઈ માન્યતાઓ સાંપડતી નથી અલબત્ત આ વિસ્તારમાં ઉત્તરોત્તર વધી રહેલા શિક્ષણ તથા નોકરીયાત-શિક્ષિતોની વધી રહેલી સંખ્યાને કારણે તે અંગેની માન્યતાઓ કે પુરાણી વાર્તાઓ મેળવવામાં માહિતી એકત્ર કરનારાઓને નિરાશ થવું પડે છે.

**જન્મવિધિ**

ડુંગરીગરાસિયામાં જન્મસંસ્કાર પરંપરાગત અને આધુનિક બંને દૃષ્ટિએ થાય છે. આ વિસ્તાર ડુંગરાળ હોઇ અંતરિયાળ વિસ્તારમાં વાહનવ્યવહારના અભાવે પરંપરાગત રીતે જ પ્રસૂતિ કરાવાય છે. જો કે વાહન વ્યવસ્થા ધરાવતાં ગામો દવાખાનાની સુવિધાનો લાભ લે છે. પરંપરાગત સંસ્કારમાં દાયણને બોલાવવામાં આવે છે. દાયણ અણસાર પામી જાય કે બે-ચાર સ્ત્રીઓ સિવાયનાં પુરુષ કે બાળકોને ઘરની બહાર કાઢી દે છે. ગર્ભવતીની આંખે પાટા બાંધવામાં આવે છે, અને તેના પેટના ભાગથી વસ્ત્રનો પડદો રાખવામાં આવે છે. સુવાવડ પછી નવજાત શિશુની નાળ ખેંચાઇ ન જાય તેની સંભાળ રખાય છે. બાળક રડયું ના હોય તો

રડાવવામાં આવે છે. જો પ્રસૂતિમાં કંઇ તકલીફ થાય, બાળક જન્મવામાં કંઇ મુશ્કેલી ઊભી થાય તો (ડાકણે કંઇ કર્યું હશે એમ માનીને) ભૂવાને બોલાવવામાં આવે છે. ભૂવો દાણા જોઇ વિધિ કરે છે અને પ્રસૂતાને મંતરેલા દાણા (કળવેણ)ખવડાવે છે. કેટલાક કિસ્સાઓમાં જંગલી દવા પીવડાવીને પણ ઉપચાર થાય છે. જન્મ પછી થાળી વગાડીને પુત્ર કે પુત્રીની જન્મની જાણ કરાય છે. બાળકને કોઇની નજર ના લાગે તે માટે તેની કમરે કાળો દોરો બાંધવામાં આવે છે. બધાને નારિયેળ-ગોળ વહેંચાય છે. પ્રસૂતી પછી સુવાણી સ્ત્રીને ઘરના કોઇ ખૂણે ખાટલાની આડશ કરીને આશ્રય અપાય છે. જન્મ પછી દાયણના હાથે જ નારિયેળ વધેરાવાય છે. દાયણને યથાશકિત અનાજ કે પૈસા આપીને ખુશ રખાય છે. આ સમાજમાં અન્ય સમાજોની જેમ પંચેરો કે છઠ્ઠીની વિધિ થતી નથી પણ બાળકનું નામાભિધાન મોટેભાગે બાળકની ફોઇ કે દાયણ કરતી હોય છે. પ્રસૂતિ પછીના વિધિવિધાન ડુંગરીગરાસિયાઓમાં પોતિકાં છે. જેવું કે સુવાણીને સવા મહિના સુધી ઘરના એક ખૂણે આશ્રય અપાય. સવામહિના પછી તે નાહીને નવાં વસ્ત્રો પહેરે છે. ઘરમાં લાપસીનું ભોજન બનાવી પાંચ કુંવારકાઓ સાથે જમે ત્યારે એ સ્ત્રીને પવિત્ર માનવામાં આવે છે. દવાખાનામાં પ્રસૂતિ થઇ હોય ત્યારે પણ ઉપર્યુકત વિધિઓ થાય છે. આ લોકો પ્રસૂતિ પ્રસંગને 'ઝાંપનો પ્રસંગ' તરીકે ઓળખે છે.

**લગ્નમાં ગોત્રની ભૂમિકા**

ડુંગરીગરાસિયાઓમાં 'અંબા', 'કડવેલ', 'કન્યાળો', 'કરહુળ', 'ખરબેડ', 'જુલ્જો', 'થૂર', 'ધન',

'ધોવડો', 'પીપળોહણ', 'બોરલ', 'ભેડ', 'મસીતગો', 'માલો', 'મોદીથ', 'વાજેડ' વગેરે ગોત્ર અને તે અંતર્ગત

'ખરાડી', 'ગડસા', 'ભરાડા', 'કોટવાળ', 'ખરાડી', 'ગામેતી', 'ડામોર', 'ગોપાત', 'જોશિયારા', 'ડોડિયાર', 'પલાત', 'દામા', 'ફેરા', 'ફનાત', 'બલાત', 'બાર', 'બોડાત', 'મેણાત', 'મનાત', 'હોથા', 'વરસાત', 'સડાત', 'ભગોરા', 'નિનામા', 'પારઘી', 'તેજોત', 'ડોણ', 'કલાસવા', 'અસોડા', 'દરંગા', 'લીંબાત', 'તબિયાડ', 'કટારા', 'ઘોઘરા', 'મોથલિયા', 'ખતાત', 'સુવેરા', 'ખેર', 'ચોલવિયા', 'ઝરિયા', 'ફનાત', 'અસારી', તેજોત જેવી પચાસ ઉપરાંત અટકો પ્રાપ્ત થાય છે. દરેક ગોત્રમાં એક કરતા વધારે અટક ધરાવતા ડુંગરીગરાસીયાઓ જે તે ગોત્રની દેવીની પરંપરાગત રીતે પૂજા કરે છે. ડુંગરી ગરાસિયાઓમાં મા-બાપની સંમતિથી થતા વિવાહ, પલાયનવિવાહ બહુપત્નીવિવાહ, દિયરવટુ, સાળીવટુ, નાતરું(વિધુર માટે કે વિધવા માટે) વગેરે લગ્ન પ્રકારો જોવા મળે છે.

ડુંગરી ગરાસિયાઓમાં એક જ ગોત્ર અંતર્ગત અનેક અટકોનો સમાવેશ થતો હોઈ હાલના સમયમાં તો અટક જ જાણે કે ગોત્ર બની ગઇ છે. એટલે કે માત્ર અટક(પેટાગોત્ર) અંતર્ગત લગ્નનો નિષેધ છે. ડુંગરી ગરાસિયા જ્ઞાતિનો આ રિવાજ છે. આમ છતાંય એકજ અટકધારી (પિતૃ-માતૃ)પક્ષનાં યુવક-યુવતી પલાયનલગ્ન કરે તો તેમને આખુંય જીવન સંબંધીઓથી દૂર રહેવા કે મરવાનીયે તૈયારી રાખવી પડે છે. સમાજ વર્ષો પછી દાપું-દંડ સ્વીકારી તેમને સમાવી લે છે. એક જ અટકના લોકો એક જ દંપતીની કાલક્રમે સંતતિ ઊભી થઇ હોઇ અટકધારી પરિવારોને ડુંગરીગરાસિયાઓ એકજ લોહી એક જ વંશના ગણે છે, જે

થી અટકઅંતર્ગત લગ્નપ્રથાનો નિષેધ છે.

મા-બાપની પસંદગીથી અને સહમતીથી થતાં લગ્ન એ ડુંગરીગરાસિયાઓ સ્વસ્થ લગ્ન પ્રકાર છે, જેમાં પરિવાર, ગામ, સંબંધીઓ-બધાંય ઉમંગ-ઉલ્લાસથી જોડાય છે. આ પ્રકારની લગ્ન પ્રથામાં લગ્ન પૂર્વે ઘર જોવાનો રિવાજ હોઇ કન્યાના ઘેર જઇ લગ્ન નકકી કરવાં, વીંટી આપવાની વિધિ, સ્નાનવિધિ, ખોબા ભરવાની વિધિ, મુરિયું નચાવવું, ઓમલો-ઓમલી, ફુલેકું, માંડવાનો વિધિ, લગનિયા આપવાની વિધિ જેવાં વિધિ-વિધાનો (રીતરસમો)ડુંગરી ગરાસિયાઓની પોતિકી લોકસંસ્કૃતિમાંથી ઊભાં થયેલાં છે.

આ લગ્નપ્રથામાં યુવકના માતા-પિતા કે વડીલો યુવક માટે શોધખોળ આદરે છે. ઘણુંખરૂં તેમના સંબંધીઓ કન્યા શોધવામાં મદદરૂપ થાય છે. કન્યાના સઘડ મળતાં જે તે ગામના પ્રતિષ્ઠિત સંબંધી જ 'મધ્યસ્થી' બની વરપક્ષની વાત કન્યાપક્ષ સુધી પહોંચાડે છે અને કન્યાપક્ષ વરના માતૃ-પિતૃ, પેટાગોત્ર, વરની ઉંમર, અભ્યાસ, ધંધો, વ્યવસાય, સ્વભાવની ખાતરી કર્યા પછી વિવાહની વાત આગળ ચલાવે છે.

મધ્યસ્થી કન્યાપક્ષની લાગણી વરપક્ષને પહોંચાડે છે, ત્યાર બાદ નકકી કર્યા મુજબ કન્યાપક્ષના વડીલો વરનું ઘર જોવા જાય છે, જેમની વરપક્ષ ભાવસભેર આગતા-સ્વાગતા કરે છે. ખેતી સાથે સંકળાયેલા ગરાસિયાઓ વરના ઘરની અનાજની કોઠીઓ, ઢોર, જમીન, કૂવાઓ, વરનો અભ્યાસ, વ્યવસાય વગેરે જાણી લે છે. ઘર જોયા પછી તરત જ સંમતી અપાઇ જતી નથી, છતાંય વરપક્ષ મહેમાનોના દારૂ અને ભોજનથી અતિથિ સત્કાર કરે છે. કન્યાપક્ષ પોતાના ઘેર જઇ બધાં પાસાંની સમીક્ષા કર્યા પછી સંમતી સધાય તો જ મધ્યસ્થી દ્વારા વરપક્ષને જણાવે છે.

કન્યાપક્ષની સંમતી સધાયા પછી મધ્યસ્થી વરપક્ષે જઇ લગ્નનો શુભ દિવસ નક્કી કરે છે, જેને ‘લગનિયાં લખાવવાની વિધિ’ કહેવાય છે. વરપક્ષ કન્યાના ઘેર જાય છે. કન્યાના કુટુંબીઓ અને મામા પરિવાર તેમને આવકારે છે. શુભ શુકન તરીકે વરપક્ષ નારિયેળ-ગોળ લઇ જાય છે. કન્યાપક્ષ ઉત્સાહભેર તેનો સ્વીકારે છે. યુવકનો પિતા આર્થિક સધ્ધરતા ધરાવતો હોય તો કન્યા માટે વીંટી અને છડા લઇ જાય છે. કન્યાપક્ષને દારૂ અને મીઠું ભોજન અપાય છે.

વરનું ઘર જોવાય, લગ્નનું નક્કી થાય ત્યાર પછી કન્યાપક્ષના આઠ-દસ માણસો વીંટી લઈને વરના ઘેર જાય છે. બંનેપક્ષના માણસોની હાજરીમાં કન્યાનો બાપ વરને વીંટી પહેરાવે છે. અને તેના હાથમાં નારિયેળ અને સવા અગિયાર કે સવા એકવીસ રૂપિયા મૂકે છે. કન્યાપક્ષના માણસો પણ વરના હાથમાં શુકનરૂપે યથાશક્તિ રૂપિયા મૂકે છે. ભોજન લીધા પછી જ વિવાહની વાત પાકી મનાય છે.

લગ્નની તારીખ, તિથિ કે વાર કન્યાપક્ષ નક્કી કરે છે. લગ્ન થવાનો દિવસ નક્કી થયો હોય તેના અઠવાડિયા પહેલાં વરપક્ષ કન્યાના ઘેર પીઠી લઇને જાય છે. સમાજના રિવાજ મુજબ તેઓ પીઠી સાથે કન્યા માટે ચૂની-કાંટો (નાકનું ઘરેણું)પણ લઇ જાય છે. કન્યાને ગોત્રેજ(પૂજાસ્થળ)પાસે બેસાડવામાં આવે છે. ગોત્રેજ આગળ બેસાડયા પછી વર હોય તો તલવાર અને કન્યા માટે બોપટ્ટી(રિબિન)થી શણગારેલું તીર પકડાવવામાં આવે છે. ગોત્રેજ આગળ બેઠા પછી ભાભી ગોત્રેજની ભીંત ઉપર કંકુ કે પીઠીથી કુળદેવીનું ચિત્ર દોરે છે. બહેન ચિત્રને ચાંલ્લો કરી આરતી ઉતારે છે. ત્યાર પછી ખોબા ભરવાની વિધિમાં વર કે કન્યાની પાછળ કપડું રાખવામાં આવે છે. જેમાં પરણનાર યુવક કે યુવતી બાફેલા ચણા કે મકાઈની ઘુઘરી

(બાખળાં)ખોબો ભરી ભરીને નાખે છે. જે બધાયને પ્રસાદ તરીકે વહેંચાય છે. પછી ભાભી પીઠી ચોળે છે. અને બધીય સ્ત્રીઓ ગીત ગાતાં ગાતાં વર કે કન્યાને પીઠી ચોળે છે. પીઠીનો પ્રસંગ છેક લગ્ન થાય તે દિવસ સુધી દરરોજ ઉજવાય છે. આ જ વિધિ અંતર્ગત 'મુરીયુ રમાડવું' કે 'પીદુ રમાડવું' જેવી વિધિઓ સાથે લાડા કે લાડીને પાટલે બેસાડી ઊંચાનીચા કરતાં ગીત સાથે નૃત્ય થાય છે. હાસ્ય-કટાક્ષની સાથે જીવનમર્મ પ્રગટ કરતાં અનેક ગીતો ગવાય છે. ત્યાર પછી યુવક-યુવતીઓ મોડી રાત સુધી નાચે ગાય છે. આવાં ગીતોમાં વિવિધ ભાવસંવેદનો ઓરતા-ઉમળકા વ્યકત થાય છે. વર કે કન્યા પીઠીએ બેસે ત્યારથી જ તેમના કુટુંબીઓ વર માટે 'ઑમલો' અને કન્યામાટે 'ઑમલી' પસંદ કરે છે. જેઓ લગ્ન પતે ત્યાં સુધી વર કે કન્યા સાથે રહી સેવકની જેમ સેવા કરે છે અને સાથે જ રહે છે. તેમને એક જોડ કપડાં પણ ખુશીથી અપાય છે.

ડુંગરી ગરાસિયાઓ ચાંલ્લા પ્રસંગને 'નુતેર' ના નામે ઓળખે છે. મામા, ફોઇ, બહેન કે માસીઓને નોતરું મૂકાય છે અને તેઓ પીઠી દરમ્યાનના દિવસોમાં જ નિયત કરેલા દિવસે નુતેર અર્થે આવે છે. મામાઓ 'મામેરા' માટે વાજતે-ગાજતે આવે છે અને તેમની સાથે આખોય પરિવાર તથા કુટુંબીજનો જોડાય છે. અવસરવાળો પક્ષ તેમનું 'સામૈયું' કરે છે. ગીતો ગવાય છે. ચોપડમાં શેતરંજી પાથરવામાં આવે છે. પુરુષો માથે ફેંટો બાંધીને તો સ્ત્રીઓ માંથેઓઢીને પ્રસંગની આમન્યા સાચવે છે. દરેક સંબંધીને ચાંલ્લો કર્યા પછી વર કે કન્યાને પાટલે બેસાડવામાં આવે છે. મામાઓ પરણનાર ઉપરાંત ભાણેજ-ભાંડુરાંને વસ્ત્રો ઓઢાડે છે. મામાઓ બહેનને યથાશકિત દાગીના આપે છે. ત્યાર પછી મામાઓ સાથે આવેલા અન્ય લોકો

થાળીમાં પૈસા મૂકી ગોત્રેજને ચોખાથી વધાવે છે. આજ રીતે ફોઇ,બહેન કે માસીના નુતેર પ્રસંગો પણ નક્કી થયેલા દિવસે શિસ્તબધ્ધ ચાલે છે. છેલ્લે સગાંને દારૂ અને ભોજનનું સીધું અપાય છે. સામૂહિક રસોઇ થાય છે. બધાં ખાઇ-પીને નાચી-કૂદીને આનંદ વ્યકત કરે છે.

ડુંગરી ગરાસિયાઓમાં વરસોથી 'લગનિયા આપવાનો વિધિ' ચાલે છે. આ વિધિ અંતર્ગત વરપક્ષ તરફથી બે માણસો જાનના આગલા દિવસે કન્યા માટેનાં કપડાં અને દાગીના લઇને જાય છે. કન્યાપક્ષ લગનિયાઓને ચાંલ્લો કરી આવકારે છે. કન્યા ગોત્રેજ પાસે બેસે છે. લગનિયાઓ કન્યાના હાથમાં કપડાં અને ઘરેણાં મૂકે છે. ત્યાર પછી લગનિયાઓને ગોદડું પાથરીને બેસાડાય છે. તેઓ જાન આવે ત્યાં સુધી લાડીની ચોકી કરે છે. લગ્નના આગલા દિવસે વર કે કન્યાનું ફુલેકું નીકળે છે. વર કે કન્યા ઘોડે બેસે છે. ગીતોના ગાન સાથે ફુલેકું ઘરેથી નીકળી ગામના મુખ્ય રસ્તે ફરે છે. ફુલેકા પછી 'માંડવો રોપવાનો વિધિ' થાય છે. જેમાં ગામ નુતેર થાય છે. તો બીજા દિવસે જાન જાય છે. (વર)કાંતો આવે છે.(કન્યા માટે)જાનનું સામૈયું થાય છે. જાનને કોઇ મોટા ઝાડ નીચે ઉતારો અપાય છે. ત્યાર પછી વરપક્ષના વડીલો દ્વારા કન્યાના ઘરે જઇ ટીલડી ચડાવાય છે. જાન ઘર તરફ પ્રસ્થાન કરે ત્યારે વચમાં વરનો સાળો, વરની તલવાર લઇ નાચે છે. મંડપમાં સાસુ કે ભાભી દ્વારા વરપોંખણું થાય છે અને વરને મંડપમાં બેસાડાય છે. વર-કન્યાની છેડાગાંઠ ભાભી દ્વારા થાય છે અને સાત મંગળ ફેરા થાય છે. ડુંગરી ગરાસિયાઓ તેમના યજમાન 'ગરો' કે બ્રાહ્મણ દ્વારા વિધિ કરાવે છે. લગ્ન પછી કન્યાનો બાપ 'ડોયસુ' આપે છે. જેમાં દીકરી માટે ઘરવખરીની વસ્તુઓ(કન્યાદાન પેઠે)અપાય છે. ત્યારપછી 'નરવત' અને 'કન્યાવિદાય' થાય છે. આ બધાજ વિધિ-

વિધાનોમાં ડુંગરી ગરાસિયાઓની આગવી પોતીકી લોકસંસ્કૃતિનાં દર્શન થાય છે.

**મરણવિધિ**

'મરણ' કે 'અંત્યેષ્ટિ'માં પણ ડુંગરી ગરાસિયાઓની પોતીકી પરંપરાના દર્શન થાય છે. ડુંગરી ગરાસિયાઓમાં એક-બે વર્ષનાં બાળકો કે 'ભોળા'(સંત)ની દફનવિધિ થાય છે. તો મોટે ભાગે અગ્નિ સંસ્કાર થાય છે. મૃતક ભોપૉ કે સંત હોય તો તેને ખેતરના એક ખૂણે દફનાવી તેના ઉપર ઓટલો દેરી ચણાવાય છે.

કોઇનું પણ મરણ થયું હોય ત્યારે તેને જમીન પર પથારી કરીને સુવડાવવામાં આવે છે. ગામનાં સ્ત્રી-પુરુષો રોતાં રોતાં મૃતકના ઘરે ભેગાં થવા માંડે છે. મરનાર પુરુષ હોય તો સફેદ અને સ્ત્રી હોય તો લાલ સાડી કે કફન ઓઢાડવામાં આવે છે. મૃતદેહને ફૂલથી સજાવવામાં આવે છે. મૃતકની સ્મશાનયાત્રા માટે દાંડા અને વાંસની ચીપથી ઠાઠડી બનાવવામાં આવે છે. ઠાઠડી સાથે એક નારિયેળ બાંધવામાં આવે છે. ગ્રામજનો-સ્વજનો ભેગા થઇ જાય પછી મૃતકને ઘરમાંથી લાવી ઠાઠડીમાં મૂકે છે. અગરબત્તી સળગાવવામાં આવે છે. પહેલી કાંધ મૃતકના અંગત કુટુંબી પુરુષોને અપાયા પછી વારાફરતી ગામલોકો કાંધ આપતા સ્મશાન સુધી લઇ જાય છે. વચ્ચે કોઇ નિશ્ચિત જગ્યાએ શબને રોકીને તેના કફનનો છેડો કાપી ઝાડ સાથે બાંધે છે. સ્મશાન યાત્રા દરમ્યાન મૃતકની પાછળ મકાઇ, ઘઉં કે ધાન્ય અનાજ છાંટવામાં આવે છે. અગ્નિદાહ માટે ઘેર ઘેરથી પુરુષો લાકડું લઇને આવ્યા હોય છે. મૃતદેહને સ્મશાનમાં ઉત્તર તરફ માથું

રાખીને મૂકવામાં આવે છે. એક બાજુ સ્મશાનમાં લાકડાં ગોઠવાય તે દરમ્યાન ગામના વડીલો મૃતદેહ આડે કપડાની આડ રાખીને જે ઘરેણાં હોય તેને ઉતારી લે છે અને મૃતકનું મોં ધોવડાવવામાં આવે છે. લાકડાં ગોઠવાઇ ગયા પછી બધા નજીક્ના કુટુંબીઓ ઘડિયાળ કાંટાની વિરૂદ્ધ ચિતાને ગોળ ફેરવી ઉત્તર દિશામાં શબનું માથું રાખી ચિતા ઉપર ગોઠવે છે. મૃતકના પુત્ર, ભાઈ અથવા નજીકના સ્વજન દ્વારા અગ્નિદાહ અપાયા પછી સૌ ડાઘુઓ નદી કિનારે કે પાણીની ટાંકીએ જાય છે. મૃતકના પરિવારજનો માથું પલાળે અને નાહે પછી જ બીજા નાહે છે. ડુંગરી ગરાસિયાઓમાં ડાઘુધર્મ નિભાવવાની ક્રિયા 'લાકડું જવું'ના નામે ઓળખાવાય છે.

સ્નાન પતાવ્યા પછી ત્યાં જ 'સૂતક' અને 'કારજ' નો દિવસ નકકી થાય છે. 'કારજ' કે 'બેસણા' માટે અહી 'હંપાડો' શબ્દ રૂઢ થયેલો છે. સામાન્ય રીતે મૃતક સ્ત્રી હોય તો ૧૧મા દિવસે તો પુરુષ માટે ૧૨મા દિવસે 'બેસણું'(હંપડો)નકકી થાય છે. બેસણાના આગલા દિવસે 'સૂતક'ની વિધિ થાય છે. અગ્નિસંસ્કારના બીજા દિવસે મૃતક પરિવારના પુરુષો રોતા રોતા સ્મશાનમાં ચોરી વાળવા જાય છે. સ્મશાનમાંથી મૃતકના અસ્થિને ધોઇ માટલીમાં મૂકે છે. જેને 'મરનારના ફુલ' તરીકે ઓળખવામાં આવે છે. ત્યાર પછી સ્નાન કરી ફૂલને ખેતર કે ઘરની આસપસ ખાડો કરીને મૂકાય છે અને દેવ દિવાળીએ 'શામળાજી' હરદ્વાર કે 'બેલેશ્વર' જેવાં તીર્થસ્થાનોએ અસ્થિ પધરાવાય છે ત્યારે મૃતકનો મોક્ષ થયો એમ મનાય છે.

ડુંગરી ગરાસિયાઓમાં હંપાડાની ગામેગામમાં પરણાવેલી કુંવાસીઓ અને સગાંઓને જાણ કરવા માટે

પૂરા ગામમાંથી બે-બે માણસ જોડીમાં નક્કી થાય છે. તેમને 'હંપાડિયા' તરીકે ઓળખાવાય છે. આ હંપાડિયાઓ સાદા પહેરવેશમાં માથે ફેંટો બાંધી હાથમાં લાકડી લઇ નીકળી પડે છે અને જુદાં-જુદાં ગામોમાં પ્રથમ ગામની કુંવાસીઓને કે મુખ્ય મુખ્ય સંબંધીઓને હંપાડાની જાણ કરે છે.

ડુંગરી ગરાસિયાઓમાં મૃતકના અગ્નિદાહના દિવસથી માંડીને બેસણા સુધી સાંજના સમયે આખા ગામનાં સ્ત્રી-પુરુષો મૃતકના ઘરે ભેગા થાય છે અને સમૂહમાં મોઢું ઓઢે(રડે)છે. બેસણું બે દિવસ હોય છે. આગલા બેસણામાં મૃતકનાં તમામ અંગત સગાં તો બીજા દિવસે અંગત સગાં ઉપરાંત તેનો ગામ-પરિવાર જોડાય છે. આ બંને દિવસો દરમ્યાન બેસણામાં આવેલા પુરષો યથાશકિત ફાળો નોંધાવે છે. ગામેગામથી આવેલા લોકો મૃતકના ગામના ઝાંપે ભેગા થાય છે. બધા એકત્ર થયા પછી સમૂહમાં માથુ ઓઢીને રોતાં રોતાં મૃતકના આંગણામાં બેસે છે. પાણીનો કોગળો કરીને મૃતક પરિવારના સભ્યોને રામરામ કરે છે. પછી સ્ત્રીઓ રોતાં-રોતાં ઘરમાં પ્રવેશ કરે છે. બધાંય રોતાં-રોતાં આવી જાય અને રામ રામ કરી બેસે ત્યાર પછી ગામનો આગેવાન અને પંચનો આગેવાન સમાજના ખાસ-ખાસ માણસોનાં નામ લઇને મૃતકના પરિવારને આશ્વાસન આપવાની દરખાસ્ત મૂકે છે. આગેવાનો મૃતકના પરિવારને દુ.ખ જીરવવા, ઘરનો વહીવટ ચલાવવાની સલાહ આપી આશ્વાસન આપે છે. ત્યાર પછી 'આંટાની વિધિ' થાય છે. આ વિધિ માટે કુટુંબના વડા જમાઇને આગળથી જ પાઘડી લાવવાનું કહેવાયું હોય છે. જે પાઘડી પરિવારના મુખ્ય વડીલને બાંધવામાં આવે છે. જમાઇ દ્વારા આંટાની વિધિ થયા પછી બધા હાથમાં ચોખા લઇ મૌન ધરે છે અને મૃતકના મોક્ષ માટે પ્રાર્થના કરે છે અને પોતપોતાની જગ્યાએ બેસી જાય ત્યારે મૃતાત્માને મીઠાઈ

પૂજ્યા પછી ગામફાળાની રકમમાંથી ખરીદેલો બુંદીલાડુનો પ્રસાદ વહેંચવામાં આવે છે. આ સભામાં જ મૃતક જો ભકત કે સંત હોય તો પંથ કે સંપ્રદાય મુજબ સત્સંગ કે 'સંધાટાળ'નું સૌને નિમંત્રણ અપાય છે.

મૃતકનો પરિવાર(શોકવાળી વ્યક્તિઓ)બેસણા પછી બધે છૂટથી જઇ શકે તે માટે કુટુંબની પરિણિત વ્યક્તિઓને(સાસરીયા-પિયરિયા)તેડી જાય છે. તેઓ રાતવાસો કરે છે અને વિદાય ટાણે તેઓને કપડાં અપાય છે. આ પ્રસંગને 'ખૂણો કાઢવો' તરીકે ઓળખાવાય છે. મરણ પછીના પહેલા તહેવાર સુધી ડુંગરી ગરાસિયાઓ મૃતકનો શોક પાળે છે. તે જે-તે તહેવાર પહેલાં અગિયારસના દિવસે ગામના જમાઇ અને દીકરીઓ મૃતકના ઘરે આવે છે. 'રામ-રામ' કરીને બેસે છે. મૃતકને યાદ કરી-કરીને રડે છે. પુરુષો ગોળ પૂજીને પરિવારને ગોળ ખવડાવે છે. આ વિધિને 'શોક ભાંગવો' એવું કહેવાય છે. મરણ પછી દિવાળીનો તહેવાર હોય તો ફટાકડા ફોડીને તો હોળી હોય તો ઢોલ વગાડીને શોકમુક્તિનો ભાવ પ્રદર્શિત થાય છે.

સમગ્ર રીતે જોઇએ તો ડુંગરી ગરાસિયાઓના મરણોત્તર વિધિ વિધાનો આગવાં અને વિશિષ્ટ છે આવાં વિધિવિધાનોને લીધે જ ડુંગરી ગરાસિયા સમાજ એકસંપ અને સુદૃઢ છે. આ આદિવાસીઓને પુનઃ જન્મમાં પ્રબળ શ્રધ્ધા છે. મૃતાત્માનો હવે પછીનો જન્મ કઇ યોનિમાં હશે? તેનો વરતારો કરવા માટે તેઓ મરણના બીજા દિવસની રાત્રે એક થાળીમાં દીવો, વાટકીમાં દહીં અને થાળીમાં લોટ વેરીને એક ટોપલાથી તેને ઢાંકી દે છે. સવારે ઊઠીને ટોપલું હટાવતાં થાળીના લોટમાં જેવાં ચિહ્નો હોય તે આધારે મૃતાત્માનો પુનઃ જન્મ યોનિનો વરતારો થાય છે. પગલી જેવી નિશાની હોય તો મનુષ્ય, પશુની ખરી જેવી નિશાની હોય તો પશુયોનિ, પંજા જેવી નિશાની હોય તો પક્ષીયોનિ અને આકાર અસ્પષ્ટ હોય તો જીવજંતુ યોનિની

અટકળ થાય છે.

### દેવનો ખ્યાલ

આધુનિક સમયના ડુંગરી ગરાસિયાઓ રાવણ, કૃષ્ણ, ગણેશ, શિવજી, હનુમાનજી જેવા શક્તિ પૂજનને પણ માને છે. ઉપરાંત તેમનાં અસંખ્ય પરંપરાગત દેવી-દેવતાઓનેપૂજે છે. ડુંગરી ગરાસિયાઓમાં ઘરમાંથી વડીલો મરણ પામે કે ઘરની બહાર કોઇ ઝાડ નીચે (પૂર્વજોનું) સ્થાનક બનાવી વાર તહેવારે તેમના નામનો દીવો અને છાંટા-પાણી ભોજનનો પ્રસાદ આપે છે. તેઓ તેમનાં ઘરનાં દેવી-દેવતાઓ છે. તો ગામમાં પરંપરાગત બે નવરાત્રી થાય છે. નવરાત્રી સ્થાનકનાં મૂર્તિઓ (દેવરાં)તેમનાં ગામનાં દેવ-દેવીઓ છે. ઉપરાંત કોઇને કોઇ ડુંગર ઉપર સ્થાપન થયેલાં દેવરાં પણ તેમનાં ગામના દેવ-દેવીઓ છે. જેવાં કે 'ધરતીમાતા, 'હંચરાઇ માતા', 'દેવળીયા બાવસી', 'હતીમાતા', 'હેરમાતા' વગેરે. ડુંગરી ગરાસિયાઓ તેમના પૂર્વજો ખેતરનું રક્ષણ કરે છે તેવી શ્રધ્ધા ધરાવે છે. તેથી તેઓ ખેતરમાં કે આજુબાજુ વસતા બુઝર્ગ સાપને 'દેવડો' (પૂર્વજ-પૂન્યો બાવસી)ગણીને મારતા નથી તથા ખેતરમાં પાક પાકે કે વાર-તહેવારે આવા ખેતર દેવને દારૂનો છાંટો-પાણી કરીને તથા ભોજન પૂજીને રીઝવવાનો પ્રયત્ન કરે છે. પરંપરાગત સમયના ડુંગરી ગરાસિયાઓં માંદગી કે બિમારીના નિમિત્તરૂપ ભૂત-પ્રેત કે ડાકણ જેવી આસુરી શક્તિઓને જવાબદાર ઠેરવતા અને આવી આસુરી શક્તિ કે 'મેલી શક્તિથી' બચવા માટે તેઓ 'ભોપા' ને ધૂણાવી, તેના દ્વારા વિધિવિધાનો કરાવતા, પરંતુ આ અંધશ્રધ્ધા હવે ક્યાંક જ બચી છે. મોટે ભાગે દવાખાનાનો

આશ્રય લેવાય છે. 'વિહોટ' કે 'ઝાંપેવાળી'ને આ આદિવાસીઓ પશુઓની દેવીઓ માને છે. તેથી દરવર્ષે ચોમાસાનો પ્રારંભ થાય ત્યારે કે અષાઢ મહિનામાં સમગ્ર ગામવતી પશુઓની સુરક્ષા માટે વિધિ થાય છે. આ વિધિને 'લીલવેણ' તરીકે ઓળખવામાં આવે છે. જેમાં સામુહિક બકરાનો બલિ ચડાવી પશુઓની દેવીઓને રીઝવવાનો પ્રયત્ન થાય છે. વરસાદ માટે અહીં સ્થાનિક દેવ-દેવીઓને જ પૂજવા રીઝવવામાં આવે છે. ઉપરાંત સૂર્ય, ચંદ્ર, તારા, ધરતી જેવા પ્રાકૃતિકતત્વોને પણ ડુંગરી ગરાસિયાઓ દેવ-દેવી ગણી પૂજે છે. તેઓ સૂર્યને 'દવબાવસી' ચંદ્રને 'સાંદો બાવસી' તારાને 'તારાબાવસી' તો પૃથ્વીને 'ધરતીમાતા' તરીકે ઓળખાવી પોતાની શ્રધ્ધા-આસ્થાના દર્શન કરાવે છે. વિજયનગર, ભીલોડા અને મેધરજ સમગ્ર પંથકના ડુંગરીગરાસિયાઓ કૃષ્ણને 'કાળિયો બાવસી'ના નામે ઓળખાવે છે.

## રોટી વહેવાર, ખાનપન, આહારવિહાર સંબંધી માન્યતા

પરંપરાગત સમયના ડુંગરી ગરાસિયાઓ પોતાનાથી ચડિયાતા કે સમાન વર્ણમાં જ ભોજન લેતા, પરંતુ કાલાન્તરે ઘણાં સમીકરણો બદલાયાં છે. ડુંગરી ગરાસિયાઓમાં પણ 'નાથસંપ્રદાય', 'કબીરસંપ્રદાય', 'વૈષ્ણવ સંપ્રદાય', 'સ્વાધ્યાય પરિવાર', 'સનાતન સંપ્રદાય' જેવા ભકિત સંપ્રદાયોએ પગપેસારો કર્યો છે. આવા સંપ્રદાયોમાં માનનારા ડુંગરી ગરાસિયાઓ દારૂ-માંસ લેતા નથી. પોતાના સંપ્રદાય સિવાય બીજે ભાગ્યે જ ભોજન લે છે. આમ સાંપ્રદાયિક અસરોને લીધે ડુંગરી ગરાસિયાઓમાં એક ભગત જૂથ અને બીજું સંસારી જૂથ-એમ બે જૂથો અસ્તિત્વમાં આવ્યાં છે. ભગત જૂથ સંસારી જૂથમાં જવું, રોકાવું પડે તો જાતે

જ અલગ ભોજન રાંધીને જમે છે. તેઓ આહાર વિહારની પરંપરાગત માન્યતાઓમાં પણ માને છે. 'સુવાવણી સ્ત્રી' સવા મહિના સુધી ભોજન રાંધી શકતી નથી. બહાર ગામ - ગોંદરે હરીફરી શકતી નથી. રજસ્વલા સ્ત્રી ઋતુકાળ દરમ્યાન રાંધી શકતી નથી. દૂધ દોહી શકતી નથી. ચારેક દિવસે નાહી-ધોઇ પવિત્ર થાય પછી જ ઘરના મહત્વનાં કામે લાગે છે. પરણવા ઉત્સુક વર કે લાડી ઘર બહાર નીકળે ત્યારે મેલી શકિતના સકંજામાં ન આવી જાય તે માટે વર તલવાર રાખે છે. તો લાડી 'ભાયડો' (તીર) છબાવેલી, શણગારેલી પાતળી લાકડી (હરિયું) રાખે છે. ડુંગરી ગરાસિયાઓમાં કોઇનું મરણ થયું હોય ત્યારે સામાન્ય રીતે તેનું કારજ ન પતે ત્યાં સુધી ચૂલો સળગાવતા નથી. શોકગ્રસ્ત પરિવારને તે દરમ્યાન અન્ય કુટુંબીજનોના ઘરે ભોજન લાવીને જમાડાય છે. વળી પૂર્વજનું શ્રાદ્ધકર્મ હોય તો સૌ પરિવાર સહભોજન લે છે. શ્રાદ્ધકર્મ મોટેભાગે નાના દીકરાના ઘરે થાય છે. પરંપરાગત સમયના ડુંગરી ગરાસિયાઓ કોદરા, બંટી, ડાંગર, મકાઈ જેવા અનાજનો ખોરાક અર્થે ઉપયોગ કરતા. હવેના સમયમાં મુખ્યત્વે મકાઈ, ઘઉં, મગ, અડદ, ચણા, અડદ, તુવેર જેવાં અનાજ ખોરાકમાં વપરાય છે. મકાઈનો રોટલો અને અડદની દાળ કે કઢી (ખાટું) અને રોટલો ને ભાજી તેનો પ્રિય ખોરાક છે. ઉપરાંત રાબ, (થૂલિ મકાઈની) પ્રસંગોપાત લાપસી, લાડુ, શીરો, ખીર વગેરે વાનગીઓ તેમનામાં જાણીતી છે.

### ખેતી સંબંધી વિધિ

'ખેતી' એ ડુંગરી ગરાસિયાઓનો મુખ્ય વ્યવસાય છે. ખેતી દ્વારા થતા પાક ઉપર ડુંગરી ગરાસિયાઓની

આજીવિકા કે પેટગુજારાનો આધાર હોઇ તેઓ પરંપરાગત રૂપે ખેતી સંબંધી વિધિવિધાનો પૂરી શ્રદ્ધા-આસ્થાથી કરતા આવ્યા છે અને જેઓ ખેતી ઉપર જ નભે છે તેવા તો વર્તમાન સમયમાં પણ શ્રધ્ધાપૂર્ણ રીતે કરે છે. વરસાદના દિવસો આવે કે તેઓ વરસાદને રીઝવવા સ્થાનિક દેવ-દેવીઓની પૂજા કરે છે. જેને આદિ લોકબોલીમાં 'બિડિયું કઢાવવું' કહે છે. સારા વરસાદ પછી ખેતરમાં ખેડાણ અને વાવણી વખતે દરેક ખેતરમાં જે તે દેવીના નામ-સ્મરણ સાથે નારિયેળ વધેરવામાં આવે છે. તો સારો પાક પાક્યા પછી પણ સુખડી-નારિયેળનો પ્રસાદ કે જે તે અન્નની 'ઘુઘરી' (બાખળાં) બનાવીને પૂજવામાં આવે છે. દારૂની છાંટ (ધાર) પણ અપાય છે. જો એવું પૂજન ન થાય તો ખેતરમાં 'ન જોયેલું જોવા મળે' એવી ડુંગરી ગરાસિયાઓને પ્રતીતિ હોઈ શ્રધ્ધા-આસ્થાપૂર્વક વિધિ વિધાનો કરે છે. તો ડુંગરે ચરવા જતાં પ્રાણીઓને ચિત્તો (ડગણો) મારી ન ખાય તે માટે જંગલ દેવીની બાધા માનીને બેફિકર છૂટાં ચરાણે મૂકી દે છે.

**પ્રજનન સંબંધી માન્યતા**

ડુંગરીગરાસિયાઓ પ્રકૃતિના સાનિધ્યમાં નિસર્ગદત્ત જીવન જીવતી પ્રજા છે. તેમના સામાજિક વિધિ-વિધાનો, સાંસ્કૃતિક પરંપરાઓજ એવી છે કે જેમાં સહકારીતા, એકાત્મકતા, સંપ, સહકાર જેવાં મૂલ્યો નવી પેઢીમાં સહજ રીતે જ ઉગવા માંડે છે. નાનપણથી જ બાલક-બાલિકાઓ એકબીજાથી પરિચયમાં આવે તેવી સામાજિક -સાંસ્કૃતિક પરંપરાઓ તેમની પાસે છે. નિર્દોષ પરિચય ક્યાંક પ્રણયમાં ય પાંગરે છે. લોહીના સંબંધો ધરાવતાં કિશોર-કિશોરીઓ મહદઅંશે જાતિય સંબંધોથી દૂર રહે છે. પરંતુ એ સંબંધોથી પર ભલેને

સગોત્રી કે એકજ અટકધારી હોય તેવાં યુવક-યુવતી સંબંધો બાંધી શકે છે. વડીલો અજાણ રહેવાનું પસંદ કરે છે. પરંતુ આ સગોત્રી પ્રણય સંબંધો લગ્નમાં બાંધવાની મનાઈ છે. ઉપરાંત ક્યાંક છૂપા (છતાં જાણીતા) દિયર-ભાભી, બનેવી-સાળીના પ્રણય સંબંધો હોય છે. ડુંગરીઆદિવાસીઓ પ્રણય સંબંધે માન્યતાઓ પણ ધરાવે છે. રજસ્વલા સ્ત્રી નાહી-ધોઈને પવિત્ર ન થાય ત્યાં સુધી પતિએ સંયમ રાખવો જોઈએ. રજસ્વલા સાથેનો જાતિય વ્યવહાર અપવિત્ર, આભડછેડમાં પાડનારો હોઈ તેઓ તેને પાપ માને છે. આમ, ડુંગરીગરાસિયાઓ પ્રજનન સંબંધી સ્વીકાર-અસ્વીકારની ચોક્કસ માન્યતાઓ ધરાવે છે.

**ગૂઢ વિદ્યા**

પરંપરાગત સમયથીજ દૃઢ થઇ ગયેલી ભૂત-પ્રેત-ડાકણ અંગેની શ્રધ્ધા-અંધશ્રધ્ધાઓ અને મંત્ર-તંત્ર ગૂઢ વિદ્યાઓ ડુંગરી ગરાસિયાઓમાં આધુનિક યુગમાં પણ ઠીક ઠીક ટકી રહી છે. ભૂત-પ્રેત-ડાકણથી પીડાતી વ્યક્તિઓ તેમાંથી છૂટવા માટે ભોપોનો આશ્રય લે છે. ભોપો વિધિ-વિધાન અને મંત્ર-તંત્ર દ્વારા તેનો ઇલાજ  કરે છે. ઢોર બિમાર હોય કે માણસની બિમારી હોય-જો દવાખાનાથી ન મટે તો આજના ડુંગરી ગરાસિયોઓ છેવટે ભોપનો પણ આશ્રય લે છે. દુશ્મનને પતાવી દેવા માટે 'મૂઠમારવી' કે કોઇને મોહીત કરી પોતાનું કરવા માટે 'મોયણી નાખવી' જેવી વિદ્યાઓ પણ અહીં પ્રચલિત છે. ઉપરાંત સાપ, ધો કે વીંછી ડંખ્યો હોય કે ઢોરને કીડા પડયા હોય ત્યારે અહીં ગાયડીઓ વાયરો નાખી મંત્ર-તંત્રથી ઉપચાર કરે છે. હાલના સમયમાં દવાખાનાના ઉપચારનો પણ આશ્રય લેવાય છે.

ડુંગરી ગરાસિયાઓમાં સંસ્કાર-ઉત્સવપર્વોની ઝાંખી પરંપરાગત ઢબે ઉજવાતા નવરાત્રિપર્વમાં થાય છે. નવરાત્રિને અહીં 'નવરાત્યા' તરીકે ઓળખાવાય છે. ડુંગરી ગરાસિયાઓનું પરંપરાગત નવરાત્રિ પર્વ તેનાં વિધિ-વિધાનો, આચારોની દૃષ્ટિએ વિશિષ્ટ રૂપમાં જોવા મળે છે. આસો સુદ અગિયારસ કે બારસથી આ પર્વની શરૂઆત થાય છે. અને નવમા દિવસે સમાપન પામે છે.

નવરાત્રિ પૂર્વેના બેત્રણ દિવસમાં (નવરાત્યાનો)ગામનો મુખ્ય ભોપો અને સાધકો મળીને મૂર્તિઓ ધોવાનું, કપડાં બદલવાનું અને જવારા ઉગાડવાનું કામ કરે છે. નવરાત્રિના થાનકે મૂર્તિઓમાં મુખ્યત્વે શિવલિંગ આકારનો પથ્થર અને દેવીની મૂર્તિ તથા માટીમાંથી પકાવેલા ઘોડા હોય છે. શિવલિંગ આકારના પથ્થરને તેઓ 'પોળિયો' તરીકે ઓળખાવે છે.

પરંપરાગત નવરાત્યા ચાલુ થાય તે દિવસથી મુખ્ય ભોપો અને નવરાત્રિ કરતા સાધકો નવદિવસ સુધી એકટંકના ઉપવાસ કરે છે. પહેલા જ દાડાથી માતાજીના નામે દુકાનમાંથી ઘી, અગરબત્તી, લીલારંગનું કાપડું અને પ્રસાદ લાવવામાં આવે છે. રાત્રે આઠ-નવ વાગે લોકો જમી-પરવારીને માતાજીના થાનકે ભેગા થાય છે, દર્શન કરે છે અને મુખ્ય ભોપાને રામ-રામ કરી બેસવાની જગ્યા લે છે. બરાબર ભીડ મચવાની શરૂઆત થાય કે મુખ્ય ભોપો માથાનું ફાળિયું નમાવી નમાવીને માતાજીના દર્શન કરે, ધૂપ લે અને માતાજી સામુ તાકતો બેસી રહે છે. તેની પાછળ અન્ય સાધકો બેઠા હોય છે. મુખ્ય ભોપો ધૂણવાનું ચાલુ કરે કે ઢોલના તાલે અન્ય સાધકો પણ ચોકમાં ધૂણવા માંડે છે. એક બીજાને સાંકળ આપતાં 'અરે આજી કાળકા' 'અરે આજી મેલડી' એમ કહેતાં પીઠમાં સાંકળ ફટકારે છે. એકાદ કલાક ધૂણ્યા પછી વિરામ લે છે. ત્યારે

દર્શક યુવક-યુવતીઓ નાચ-ગાન કરે છે. આમ બાર-એક વાગ્યા સુધી ચાલું રહે છે. ડુંગરી ગરાસિયાઓના આ પર્વમાં આઠમ નોમનું વિશેષ મહત્ત્વ છે. તેઓ આઠમા દિવસને 'નાના રાતીઝકા' તરીકે ઓળખાવે છે. મોડે સુધી ધૂણવાનું અને નાચ-ગાન થાય છે. છેલ્લો દિવસ એટલે 'મોટો રાતીઝકો' આ દિવસે ગામની કુંવાસીઓ તેમના ભરથાર-બચ્ચા સહિત નવરાત્રી માણવા આવે છે. છેલ્લો દિવસ હોઇ લોકો નારિયેળ-અગરબત્તી લાવી મુખ્ય ભોપાને સોંપે છે. આ દિવસે વળગાડ-રોગથી પીડાનાં દુખિયારા માણસો ઇલાજ માટે આવતાં હોઇ ભીડ વધી પડે છે. મોડી રાત સુધી ધૂણવા-નાચવાનું ચાલુ રહે છે. નવરાત્રીએ મુખ્ય ભોપાના શરીરમાં રેબાડીનો વાયરો આવતો હોવાની શ્રધ્ધા માન્યતા છે. તેઓ માને છે કે જૂના જમાનામાં કોઇશકિત પૂજક રબારીને લીધે ડુંગરી ગરાસિયાઓમાં શકિત આરાધના રૂઢ થઇ છે. મધરાતે અચાનક રેબાડીનો વાયરો આવે કે મુખ્ય ભોપો ધૂણવા માંડે કે બીજા સાધકો પણ ધૂણવા માંડે છે. મુખ્ય ભોપો રબારી હોય તેમ મુખધ્વનિઓ કરતો બીજા સાધકોને જાણે સાંઢણીઓ હોય તેમ હંકારતો કોઇ ઝાડ પાસે લઇ જાય છે અને ઠેકડો મારી ઝાડ પર ચડીને પાંદડાં તોડી તોડીને નાંખે છે. સાધકો પાંદડાં ખાય છે. નીચે ઉતર્યા પછી પાછા ચોકમાં માતાજી સામે બેસીને વિધિ કરે છે. આ સમય દરમ્યાન ગામનો કોઇ વડીલ રેબાડીને વર્ષફળ વિશે પૃચ્છા કરે છે. દુખિયારાં પણ ક્રમશ : દુઃખની રજૂઆત કરે છે. ભોપો ધૂણતાં ધૂણતાં બિલિપત્ર મસળીને મંત્ર બોલતાં દુખિયારાંને આપે છે. તેઓ ખાઈ જાય છે. છેલ્લે રેબાડી હુકાનો કશ ખેંચીને ભોપાના શરીરમાંથી અદૃશ્ય થઇ જાય છે. નવરાત્રિ પત્યાં પછી દસમા દિવસની સવારે નવરાત્યાંના વિધિવત વધામણાં થાય છે. ડુંગરી ગરાસિયાઓમાં જે સાધકને નવરાત્યા ધૂણવામાં પાંચ વર્ષ પૂરાં થયા હોય તેને

પાટલી ભોપાનો હોદ્દો મળે છે. આવા ભોપાઓ ધૂણીને મંત્રોચ્ચારથી દુખિયારાં માણસ-પશુઓની સેવા કરી શકે છે. પણ પાટલી ભોપો થવું હોય તેને 'રાતીઝગા'નો  વિધિ કરાવવો પડે છે. જેમાં રાતિઝકાના ખર્ચા પેઠે બકરાનો બલિ અપાય છે. બધાને દાળ-ભાતનું જમણ આપવું પડે છે. રાતીઝકાની વિધિ પછી તેને પાટલી ભોપા તરીકે નામના મળે છે.

આ ઉપરાંત ડુંગરી ગરાસિયાઓમાં ઉત્તરાયણ, હોળી અને દિવાળી જેવા પરંપરાગત રીતે ઉજવાતા તહેવારો પણ વિશિષ્ટ બની રહે છે.

### વારસાઈ

વિજયનગર તાલુકાના આદિવાસી ડુંગરી ગરાસીયાઓમાં વારસાઇ પુત્રોના નામે થાય છે. દીકરો ન હોય તેવી સ્થિતિમાં 'ઘરજમાઇ' રાખીને દીકરી કે જમાઇના નામે વારસાઇ થાય છે. 'ઘરજમાઇ'ની પ્રથા પણ આ સમાજમાં માન્ય છે. વળી સંતાનો પૈકી કોઈ દીકરી નાનપણથી જ બિમાર રહેતી હોય-અવિવાહિતા હોય અથવા સાસરીમાંથી તરછોડાયેલી હોય ત્યારે પણ કેટલાંક કુટુંબોમાં ભાઇઓ સમભાવ દાખવીને તેવી બહેન માટે જમીનનો એકાદ ટુકડો તેના ભરણપોષણ માટે ફાળવે છે. કુટુંબમાં જેટલા ભાઈઓ હોય તેટલાને સમાન ભાગે જમીન મળે છે. તો નાના દીકરાને મા-બાપની સેવા કરવાની હોઈ એકાદ ટુકડો વધારે અપાય છે. પિતાના નામે કર્જ હોય તો બધા ભાઈઓ સમાન ભાગે અદા કરે છે. બાપનું બોલ્યું વચન પણ પૂર્ણ કરવામાં દીકરાઓ ગૌરવ અનુભવે છે. ઢોર-ઢાંખરની વહેંચણી પણ બધાને વિભકત

થયે સમાન ભાગે વહેંચાય છે. જેમાંથી પરિણિત દીકરીઓ કે ફોઈ માટે પણ ગાય, ભેંસ કે, બકરાં કે મરઘાંની વહેંચણી થાય છે જો વડીલ વૃદ્ધ-વૃદ્ધા ઉપચાર કે ઔષધિયજ્ઞાન ધરાવતાં હોય તો મોટેભાગે મોટા દીકરા-વહુને અથવા સૌથી નાના દીકરા-વહુને જ્ઞાનવારસો આપે છે.

### કરાર, બોલી/ કબૂલાત

આ સમાજમાંના આદિવાસીઓમાં પોતાના કે અન્ય સમાજની વ્યક્તિઓ સાથેની લેવડ-દેવડ, ભાવ-તાલ, મજૂરીના ભાવ, ભાગિયાને અપાતો ઉપજનો અમુક હિસ્સો કે માલ-મિલકતની વહેંચણીમાં મોટે ભાગે બોલી, કબૂલાત કે મોઢાના કરાર ઉપર જ ચાલે છે. આવી બોલી કે કરારમાં જરૂરિયાત મુજબ બે-પાંચ માણસોની સાખ પણ લેવાય છે. ગરાસિયાઓના મોટાભાગના જીવન વ્યવહારો કે રોજિંદા કાર્યો પરસ્પરની સહકારિતા કે સંપ ઉપર નભે છે. એક વ્યક્તિને સામૂહિક શ્રમ માટે વધારે માણસોની જરૂર પડે તો કાકા-કુટુંબ કે પડોશી ફળિયામાંથી જરૂરિયાત મુજબના માણસોને બોલાવે છે. અને બદલાંમાં તેને ત્યાં જરૂર પડે તો તેટલા વ્યક્તિઓને મોકલીને સામૂહિક શ્રમકાર્ય થાય છે. તેને ડુંગરી ગરાસિયાઓ 'અલાહજા' મદદકર્તાના નામે ઓળખાવે છે. પોતાના ઘરમાં તેટલી વ્યક્તિઓ ના હોય તો મજૂરી પેઠે પૈસા કે અનાજ અપાય છે. ઉપરાંત ઘર બનાવવા જેવું મોટું કાર્ય હોય તો, ભાઇ-ભાડું કે ગામની પણ મદદ લેવાય છે અને બદલામાં સામા પક્ષે જરૂર પડે ત્યારે મદદ કરે છે. પશુના વેચાણ કે ખરીદીમાં બોલીના કરાર થાય છે. વચ્ચે માણસની સાક્ષી રાખીને બહાનું અપાય છે. બાપ-દાદાની મિલ્કત કે જમીનની વહેંચણી પણ બોલી કે

મોઢાના કરાર ઉપર જ થાય છે અને બાપના મરણ પછી જે તે વ્યક્તિના નામે થાય છે.

સમગ્ર વિજયનગર તાલુકો ડુંગરાળ હોઇ આ વિસ્તારના ડુંગરી ગરાસિયાઓનો મુખ્ય વ્યવસાય આગાસિયા ખેતી છે, તો ગૌણ વ્યવસાય પશુપાલન મજૂરી, શિકાર અને વન્યપેદાશો છે. વળી શિક્ષણનો પ્રચાર-પ્રસાર થતાં હવે મહદંશે નોકરી વ્યવસાય બની ગયો છે. તેમનો મુખ્ય વ્યવસાય ખેતી છે. પરંતુ અહીંની જમીન ખડકાળ, ડુંગરાળ હોઇ માંડ-માંડ ખેતીથી જીવન નિર્વાહ ચાલે છે. પરંપરાગત સમયમાં કુરી, બંટી, તુવર, અડદ, મકાઇ, તલ જેવા પાકોનું ઉત્પાદન થતું હતું. હવે મકાઇ, ઘઉં, ચણા, અડદ, તુવેર, મગ અને પિયત જમીનમાં કપાસ, દિવેલા જેવા પાકોની આધુનિક ઢબે ખેતીની શરૂઆત થવા માંડી છે. અહીં સિંચાઇનો લાભ બિલકુલ નથી મળતો, કૂવા કે નદીઓમાંથી પાણી મેળવાય છે. ખેતીમાં હળ-ખપ્પાનો ઉપયોગ થાય છે. કેટલાક સુખીસવલતવાળા ગરાસિયાઓ પોતાની માલિકીનું ટ્રેકટર પણ ધરાવે છે. જેમની પાસે બળદ, હળ કે ખેતીના સાધનો ના હોય તેઓ મજૂરી કે દાડીથી કામ કરાવે છે. ખેતી ઉપરાંત ડુંગરી ગરાસિયાઓમાં ગાય-ભેસ, બળદ, બકરાં, મરઘાં પાળવા જેવો પશુપાલનનો પણ વ્યવસાય બની ગયો છે. તેઓ ભેંસ, ગાય, બકરાં પાળે છે. બકરાં, મરઘાં તો વેચવા કે પૂર્વજોના બલિ માટે પણ ઉપયોગી નીવડે છે. ઉપરાંત કંદમૂળ, જાંબુ, કરમદાં, ખજૂર અને ટીમરૂં જેવાં વન્ય ફળો અને ગુંદર, મધ, કાથો, ટીમરૂપાન, મૂસળી અને લાકડાં જેવી વન્યપેદાશો ડુંગરી ગરાસિયાઓના ગૌણ વ્યવસાયો છે. આ મુખ્ય અને ગૌણ વ્યવસાયો ઉપરાંત ડુંગરી ગરાસિયાઓ સરકારી નોકરી અને મજૂરીનો વ્યવસાય કરે છે. આઝાદી પછીના શિક્ષણે ડુંગરી ગરાસિયાઓને સરકારી વર્ગ (૧)થી માંડીને વર્ગ (૨) સુધી પહોંચાડ્યા

છે. અહીંના વિસ્તારનું સર્વેક્ષણ થાય તો જણાશે કે મોટા ભાગના ડુંગરીગરાસિયાઓ મિલિટ્રી અને પોલિસની નોકરી કરે છે. ડુંગરીગરાસિયાઓની જમીન ડુંગરાળ વિસ્તારમાં હોઈ તેમની મગરી(ડુંગરી)ઓમાં વૃક્ષો પણ હોય છે. ડુંગરીગરાસિયાઓ વૃક્ષ હોય મરઘો હોય કે બકરા હોય તેમને સંયુકત કુટુંબમાં દરેકને વહેંચે છે અને વહેંચણી મૂજબ ઝાડ, બકરાં કે મરઘાં વેચીને તેઓ ઉપજ મેળવી શકે છે. તેમાં કુટુંબના વડીલ માણસની બોલીનાં આધાર લેવાય છે. વળી પશુઓ સમગ્ર કુટુંબની મિલકત ગણાય છે. તેમની લે-વેચ વડીલો કરે છે. બહુપત્નીત્વ ધરાવતાં પતિ અને પત્ની મોટે ભાગે એક જ ઘરમાં રહે છે. જો પત્નીઓમાં મનમેળ ના હોય તો દરેકને અલગ ખોલરૂં બનાવી રહેવાની છૂટ છે. બકરાં, મરઘાં, ઝાડ બહુ દેરકની વચ્ચે વહેંચાય છે. તો દરેક પોતપોતાની રીતે આ બધું વિકસાવે છે, વેચે છે, આવક મેળવે છે.

ભાઈઓ વચ્ચે સરખા ભાગે જમીન વહેંચણી થાય છે. મા-બાપ જે ભાઈની પાસે રહેતાં હોય તેને જમીનનાં એકાદ-બે ટૂકડા નિયત કરીને મા-બાપના ભરપોષણ અર્થે અપાય છે.

બહુપત્નીત્વના કિસ્સામાં દરેક પત્નીના પુરૂષ સંતાનોને સમાન ભાગે હિસ્સો મળે છે. જો પત્ની અન્ય જગ્યાએથી નાતરુ કરીને સ્વીકારાઈ હોય અને તે તેના સંતાનને સાથે રાખવા ઈચ્છતી હોય તો તેને પણ સમાન હિસ્સો મળે છે. અહીં દીકરીઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં હોઈ અને બહોળો સમાજ હોઈ સાટાપ્રથા વ્યવસ્થા નથી. યુવક-યુવતીના લગ્નપૂર્વેના જાતીય સંબંધો સમાજને સ્વીકૃત છે. પણ સંયમ-આમાન્યા ઉપર નિર્ભર હોય છે. વળી આ સંબંધો પછી મોટેભાગે લગ્ન તો અન્ય જગ્યાએ કરે છે. જો યુવતી અપરણિત હોય અને સગર્ભા બની હોય તો જેની સાથે જાતીય સંબંધ ધરાવતી હોય તેની સાથે જ જવું

પડે છે. યુવક ના પાડે તો નાતપંચ દખલ કરીને ફરજ પાડે છે. પરંતુ પરિણિત યુવતી (સગર્ભા) અન્ય જોડે લાગી જાય તો તેનો પહેલો પતિ ધારે તો જે તે બાળકને મોટું થાય તે પછી સ્વીકારી લે છે. જો તેની ઈચ્છા ના હોય તો યુવતી સાથે પુનઃ લગ્ન કરનાર પુરૂષે બાળકને સ્વીકારવું પડે છે. આ બધા કાર્યોમાં મોટે ભાગે નાત-પંચ નું કાર્ય મહત્વનું બની રહે છે. અને નાતપંચ કાચાં લખાણ લઈ લે છે. કાચા કરારો ઉપર જ બધું નભે છે. અહીં સિંચાઈનાં સાધનો કૂવા, તળાવ કે નદી છે. સિંચાઈનો કોઈ સરકારી લાભ મળતો નથી. જેના કૂવામાં વધુ પાણી હોય તો પાણી લેનારે કલાકના અમુક ભાવ લેખે તો ખેતરની ઉપજનો અમુક હિસ્સો પાણી આપનારને આપવો પડે છે. અહીં પણ માત્ર બોલીના કરાર ઉપર જ બધો વ્યવહાર નભે છે.

## સમાજનો પંચ/ કાનૂન

આદિવાસી ડુંગરીગરાસિયાઓનું 'શ્રી ડુંગરીગરાસિયા મંડળ-સાબરકાંઠા'ના નામે સામાન્ય જ્ઞાતિપંચ છે. જેમાં વિજયનગર, ભિલોડા અને મેઘરજમાં વસતા ડુંગરી ગરાસિયાઓનો સમાવેશ થાય છે. આ જ્ઞાતિમંડળની સમસ્ત વિસ્તાર ઉપર પકડ રહે તે માટે આ ત્રણેય તાલુકાઓને કદ દીઠ ગોળમાં વહેંચીને આઠ ગોળ નક્કી કરેલા છે. આ પ્રત્યેક ગોળમાં પણ સામાન્ય સભ્યો, કારોબારીમંડળ, પ્રમુખ-ઉપપ્રમુખોની નિયુક્તિ થાય છે. વિજયનગર તાલુકાને પણ પાલપટ્ટા અને વિજયનગર પટ્ટા એમ બે ગોળમાં વહેંચવામાં આવ્યો છે. સામાન્યરીતે ગોળના સામાન્ય સભ્ય તરીકે દરેક ગામમાંથી ગામના કદદીઠ બે-ત્રણ કે ચાર સભ્યોને વણી લેવામાં આવે છે. જે જ્ઞાતિમંડળના નીતિ-નિયમો ગામના સામાજિક સભ્યો સુધી પહોંચાડે

છે. ગોળદીઠ જરૂરિયાત મુજબ મિટિંગો પણ થાય છે અને સામાજિક તકરારોનું નિવારણ થાય છે. ગરાસિયા જ્ઞાતિને પણ રીતિ-રિવાજો અને નિયમો છે. જેવાકે સગાઈ વખતે ગોળ લાવવા માટે વરપક્ષ અને કન્યાપક્ષે કેટલા રૂપિયા આપવા, કન્યાનું દાપુ, લગ્નનાં વિધિ વિધાનો વખતે થાળી કે બેડામાં પૈસા નાખવા, કન્યાનાં કપડાંના ખર્ચ પેઠે, વરપક્ષે આપવાની રકમ, કન્યાને ચડાવવાના દાગીના,પત્નીનું ભરણપોષણ, છૂટાછેડા ભૂતકાળમાં ડુંગરીગરાસિયાઓ માટે જ્ઞાતિપંચ સર્વોપરી હતું પરંતુ વર્તમાન સમયમાં તેની પકડ ઢીલી પડતી જાય છે. નીતિ-નિયમો પળાતા નથી. મારામારીસ ને છૂટાછેડાના કેસો કોર્ટ કચેરીઓ સુધી પહોંચવા માંડયા છે.

**હુન્નર કલા (આવડત)**

ડુંગરીગરાસિયાઓ પણ પોતાના પ્રદેશ અને જરૂરિયાતો અનુસાર હુન્નરકલાઓ જાણે છે. આ જ્ઞાતિના પુરૂષો કડિયાકામ, મિસ્ત્રીકામ, ટોપલાં વણવાં, ખાટલા ભરવા, માટીનાં મકાન બનાવવાં, કૂકડાં પૂરવા માટે વાંસની ચીપમાંથી પાંજરા ગૂંથવા જેવી હુન્નરકલાઓ જાણે છે. તો અહીંની સ્ત્રીઓ માટીના ચૂલા બનાવવા, અનાજ ભરવાની કોઠી તૈયાર કરવી કે દાટા(ઢાંકણ) તૈયાર કરવા જેવી હુન્નરકલાઓમાં આવડત ધરાવે છે. ડુંગરી ગરાસિયા સ્ત્રી-પુરૂષો નાચ-ગાનનાં શોખીન હોય છે. પરંપરાગત લગ્નો કે મેળાઓમાં તેમના નાચ-ગાનનો અનુભવ થતો પરંતુ હવે ધીમે ધીમે નાચગાન લુપ્ત થવા માંડયા છે. જેઓ ભક્ત હોય તેવા ગરાસિયાઓ ભજનનંડળીઓમાં સિતાર, તબલાં, ખંજરી ને મંજીરાંના તાલે ઘેરી વાણીમાં ખીલી ઊઠે છે.

પરંપરાગત સમયમાં આ જ્ઞાતિના લોકો પાવા અને વાંસળી જેવાં વાદ્યોને કલાકો સુધી ઘૂંટતા, પણ હવે તો તે પણ ક્યાંક જ બચ્યું છે. લગ્નપ્રસંગોએ ભીંતચિતરામણમાં, ચિત્રો દોરવામાં કે ગોત્રેજ તૈયાર કરવામાં ગરાસિયાઓની ચિત્રકલાનાં દર્શન થાય છે. હવેના ગરાસિયા કડિયાઓ સ્થાપત્યકલાના પણ સારા કારીગર પૂરવાર થાય તેમ છે. આ જ્ઞાતિમાંથી મિસ્ત્રીકામ કરતા લોકો ઘરના લાકડાના થાંભલા, સાખ, બારણાં, ખુરશી, ટેબલનું જે નકશીકામ કરે છે તે ઉપરથી તેમની શિલ્પકળાની હથોટીનાં દર્શન થાય છે.

## પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ

ડુંગરી ગરાસિયાઓ પ્રકૃતિ વચ્ચે, પશું-પંખીઓના સાનિધ્યમાં જીવતી પ્રજા છે. તેઓ પરંપરાગતરૂપે માંસાહારી હોઈ તેઓ શિકારના શોખીન છે. પરંતુ કયું પ્રાણી-પક્ષી તેમને પ્રત્યક્ષ કે પરોક્ષરૂપે ઉપયોગી કે બિનઉપયોગી છે ? કોનું માંસ ખાવું કે ના ખાવું ? તે બાબતે તેઓ સ્પષ્ટ છે. તેઓ ગાય, ભેંસ, બળદ, બકરી જેવા પશુંઓનું માંસ ખાતા નથી. તો બકરો, સસલું, સાબર જેવાં પશુઓ અને મરઘાં, હોલાં, કલડા જેવાં પક્ષીઓનું માંસ ખાય છે. તેઓ ચિત્તો, વરૂ, કે રીંછ જેવા પ્રાણીઓનો ઢોરની રક્ષા કાજે શિકાર કરે છે. પરંતુ તેનું માંસ ખાતા નથી.

ડુંગરી ગરાસિયાઓ જીવદયાપ્રેમી પણ છે. તેઓ જાણે -સમજે છે કે પશુ-પક્ષીઓ કોઈને કોઈ રૂપે માણસને ઉપયોગી છે. અને તેઓ પણ માણસનો સહારો ઈચ્છે છે. તેથી તેઓ પક્ષીઓને ચણ પણ નાખે છે અને તેમના પીવાના પાણી માટે ડીબાં બાંધી પાણી ભરે છે. ગાય તેમનું પવિત્ર પ્રાણી છે. તે દૂધ તો

આપે જ છે પરંતુ ખેતીના મુખ્ય સહાયક બળદની જનેતા છે. તો બળદ ખેતી માટેનો મુખ્ય સાથી હોઈ ભાઈચારાથી વર્તે છે. બિમાર થાય તો ઝાડા -ઝાપટા કે સારવારમાં પાછું વળીને જોતા નથી. વળી ભેંસો ને બકરાં દૂધ આપે છે. તેથી જ ડુંગરી ગરાસિયાઓમાં આવાં પ્રાણીઓને બેસતા વર્ષની સવારે રંગરોગાન કરી શણગારીને દોડાવવાની પરંપરા છે.

આ જ્ઞાતિના લોકો ચીબરી, દેવચકલી, મોર, ટિંટોડી કે કબૂતરને પવિત્ર પક્ષીઓ ગણીને મારતા નથી. તેઓ દેવચકલી બોલે તો સારા શુકન માને છે. પરંપરાગત ઉત્તરાયણની ઉજવણી વખતે પણ પવિત્ર પક્ષી એવી દેવચકલીને પકડી, ઘી-ગોળ ખવડાવે છે. તેને ઉડાડતાં-તે ક્યાં જઈ બેસે છે ? તેના આધારે નવા વર્ષનો વરતારો કરે છે. ટિંટોડીએ ક્યાં અને કેટલી ઊંચાઈએ ઈંડા મૂક્યાં છે તેને આધારે સારા કે વધારે વરસાદનો વરતારો થાય છે. તો મોર વરસાદને પોકાર પાડી પાડીને વરસાદ ખેંચી લાવે છે. એ માન્યતાને લીધે આ સમાજ માટે તે પવિત્ર પક્ષી છે. આવાં પક્ષીઓને હણવામાં તેઓ પાપ માને છે. આમ પશુ-પંખીઓ પ્રત્યે ડુંગરીગરાસિયાઓનો સંબંધ ઉપયોગિતાવાદી, સમભાવપૂર્ણ કે પવિત્રતાનો રહ્યો છે. ઉપરાંત, કાળા બિલાડાનું દર્શન થવું, ઘુવડ બોલવું વગેરેને અપશુકન માને છે. તો રાત્રે કે પરોઢિયે શિયાળ કે કૂતરાંનું રડવું તેને ગરાસિયાઓ કોઈના મરણનો સંદેશો માનીને અપશુકન માને છે.

### વનસ્પતિજગત-પ્રાકૃતિક તત્ત્વો વિશેની દૃષ્ટિ

વૃક્ષો કે વનસ્પતિ જગતને મોટેભાગે ડુંગરી ગરાસિયાઓ ઉપયોગીતાની દૃષ્ટિએ જૂએ છે. તેઓ

ઉંબરો, વડ કે પીપળો જેવાં વૃક્ષોને પવિત્ર ગણીને કાપતા નથી. તો અન્ય વૃક્ષોનો ઘર બનાવવાના ઈમારતી લાકડા તરીકે કે બળતણ અર્થે ઉપયોગ કરે છે. કેટલાક વરસાદ ગરભી ડુંગરી ગરાસિયાઓ અમુક વૃક્ષ ઉપર, ફૂલ બેસવાથી કે ખરવાથી -ક્યારે વરસાદ થશે ? નો વરતારો કરે છે. તો અમૂક વૃક્ષની છાલ, મૂળિયાં, પાંદડાં વગેરેનો માણસના અમૂક રોગો કે પશુઓની સારવાર અર્થે પણ ઉપયોગ જાણે છે. સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી, વાયુ અને અગ્નિ જેવાં પ્રાકૃતિક તત્ત્વોને તેઓ દૈવી અને પવિત્ર ગણે છે. તેમની વાર-તહેવારે પૂજા પણ કરે છે. તેઓ સૂર્યને 'દેવબાવસી' તરીકે ઓળખે છે, તેથી સવારે પાણીની અંજલિ આપે છે. ચંદ્રને તેઓ 'સાંદો બાવસી' ગણે છે. તેથી જ ગ્રહણ સમયે ચંદ્રને કાણારાયકાએ બાનમાં રાખ્યો છે. એવી માન્યતામાં ઢોલ-થાળી વગાડીને તેને છોડાવવા બૂમો પાડે છે. તો પૃથ્વીને 'ધરતીમાતા', હવા-અગ્નિ-પાણીને 'વાયુ', 'આગ'અને 'પવન દેવતા' ગણીને પ્રાકૃતિક તત્ત્વો પ્રત્યેની પોતાની શ્રધ્ધા-આસ્થાનાં દર્શન કરાવે છે. ધરતી એ તેમને માતાતુલ્ય છે. તે કણનો મણ કરી આપનારી છે. તેથી તેઓ પાકનું વાવેતર થાય કે નવા પાકનું ખળું લેવાય ત્યારે શ્રીફળ વધેરીને તેના હોમ અને દારૂના છાંટા અર્પણ કરી શ્રધ્ધા દાખવે છે. મકાનના ખાસ મુહૂર્ત પણ તેઓ ધરતીપૂજન કરે છે. ખેતી અને પશુપાલન માટે વરસાદ તો તેમનો આધાર છે. તેથી વરસાદ ખેંચાય તો તેઓ વિધિ-વિધાન સાથે બકરાનો બલિ આપે છે. નદીનું જળ તેમને મન પવિત્ર છે. તેથી જ બે-કે ત્રણ નદીઓના સંગમ સ્થળે વિધિ-વિધાન સાથે મૃતાત્માના અસ્થિવિસર્જન કરાવે છે. ઉપરાંત ઉપવાસ છોડતાં કે વાર-તહેવારે આગદેવતાને અન્નપ્રસાદ કે નારિયેળનો હોમ કરવામાં આગદેવતા પ્રત્યેની શ્રધ્ધા આસ્થાનાં દર્શન થાય છે.

## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્ત્વ

ડુંગરી ગરાસિયાઓની ગ્રામ રચનામાં એક જ અટકધારીઓનાં અલગ અગલ ફળિયાં(પાડાં)માં ઘર હોય છે. આવા એક જ અટકધારીઓ મુખ્યત્વે એક જ પૂર્વજનો વિસ્તાર હોય છે. જે પાંચ-દસ, પંદર કે વીસઘણા કુટુંબરૂપે ગામમાં વિખેરાટ ધરાવતા હોય છે. એક જ અટકધારી ગરાસિયાઓનું આ જૂથ સામાજિક વ્યવહારો પ્રસંગો કે વેરના પ્રસંગોએ એક બીજાનો પ્રસંગ નિપેટે છે. આ સમૂહ વચ્ચે કુટુંબ જેવો જ સંપ-સહકાર વ્યવહાર અને માન-પાન-પ્રેમભાવ હોય છે. આ વિસ્તારના ડુંગરીગરાસિયાઓમાં મોટેભાગે સંયુક્ત કુટુંબવ્યવસ્થાનાં દર્શન થાય છે. એક જ સંયુક્ત કુટુંબ ભાઈ- ભાંડુરાં સાથે રહેતું હોય ત્યારે જ્યાં સુધી ઘરના તમામ સંતાનોના લગ્ન વ્યવહાર થાય ત્યાં સુધી તે સંયુક્ત રૂપે ટકી રહે છે. અમુક કુટુંબોમાં તો દીકરા માત્ર વ્યવસ્થા ખાતર જ પોતાના માટે બનાવેલા ઘેર ઊંઘવા જાય, બાકી સમૂહરસોડે જમે તેવો એકસંપ જોવા મળે છે. પ્રેમભાવથી, વડીલોની સંમતીથી કુટુંબનું વિભાજન થાય તો મા-બાપને રાખવા, સાચવવાની જવાબદારી નાના દીકરાના શિરે હોય છે. મા-બાપના આરોગ્ય, કપડાં કે મરણખર્ચની જવાબદારી બધા ભાઈઓ સંભાળી લે છે. બહેન દુખિયારી હોય તેવા સંજોગોમાં પણ બધા ભાઈઓ ખર્ચ ઉઠાવે છે. ઘરમાં દાદા-દાદીની હયાતી હોય તો તેમનું સ્થાન કુટુંબના વડાનું હોય છે. દાદાની આજ્ઞા સૌ પાળે છે. દાદા-દાદી પછીનું સ્થાન માતા-પિતાનું છે.  તેમને પુત્ર-પુત્રવધૂઓ માન-આદરની દૃષ્ટિએ જૂએ છે. વહુઓ તેમની માથે ઓઢીને લાજ કાઢે છે. ભાઈઓમાં મોટાભાઈ-ભાભીનું સ્થાન ઊંચું હોય છે.

ભાઈઓ અને તેમની વહુઓ તેમની પણ આમન્યા સાચવે છે. પૂછીને સલાહ લઈને કામ કરે છે. ડુંગરી ગરાસિયાઓ પિતૃસત્તાક કુટુંબ વ્યવસ્થામાં માનતા હોઈ સ્વાભાવિક રીતે જ પુત્રનું મહત્ત્વ વધારે છે. છતાં પુત્રી પ્રત્યેય જરાય છોછ કે અણગમો રખાતાં નથી.કુટુંબમાં પુત્ર ન હોય તેવી સ્થિતિમાં દીકરીનો બાપ 'ઘરજમાઈ' રાખીને પુત્રીના સંતાન દ્વારાય વંશવેલો સાચવે છે. પિતરાઈ ભાઈઓ કે કુટુંબ પણ તેને સ્વીકારી લે છે. આ જ્ઞાતિના સગપણ દર્શાવતા સંબંધો માટે લોકબોલીના શબ્દપ્રયોગો સાંપડે છે. જેમ કે , દાદા(આતુ), દાદી (મોટાં આય), પિતા (બાપો), મા (આય), સસરા (હાહરો), સાસુ (હાહુ), જેઠાણી (જેઠાંણી), દિયર (વીરો), દેરાણી(દેરાંણી), વહુ (વૌવ), છોકરો (સુરો), છોકરી (સુરી), ભાઈ (પાઈ), મોટાભાઈ(દાદો), બેન (બાઈ), ભત્રીજા(પત્રિજો), ભાભી(પાબી)....વગેરે અહીં વેવાઈ માટે 'હગો' અને વેવાણ માટે 'હગી' જેવા શબ્દો રૂઢ થયા છે. આ સમાજમાં ભાભી-દિયર, બનેવી, સાળીના સંબંધો અત્યંત સમભાવ-સ્નેહપૂર્ણ અને આત્મીય હોય છે. ભાભીના વૈધવ્ય કે બહેનની અસાધારણ માંદગી કે મરણ જેવા સંજોગોમાં વડીલો ધારે તો ભાભી- દિયરનું 'દિયરવટુ' કે સાળી-બનેવીના 'સાળીવટા'ના સંબંધ માટે મંજૂરી આપે છે. આ સમાજમાં જીવનસાથીની પસંદગી મોટે ભાગે વડીલોની સંમતિથી જ થાય છે. ઘરના સભ્ય (ખાસ ભાભી) કે અન્ય સગા દ્વારા યોગ્ય પાત્રની ભાળ મળ્યા પછી કોઈ મધ્યસ્થી (વડહાળી) નક્કી કરીને યુવકનો બાપ કન્યાના ઘર સુધી પોતાની ઈચ્છા પહોંચાડે છે. બંને પક્ષનાં વડીલો એક-બીજાનાં ગોત્ર-પૂર્વજો-જમીનજાયદાદ, પાત્ર વગેરેની ખાતરી મેળવ્યા પછી જ બંને પાત્રોના ગમા-અણગમા જાણીને લગ્નની વાત આગળ વધારે છે. આમ, વડીલસંમત લગ્નો અહીં વિશેષ જોવા મળે છે. છતાંય આજના

જમાનાનાં ભણેલાં -ગણેલા યુવક-યુવતિઓ લાગણીમાં આવી જઈને પલાયને લગ્ન કે પ્રેમલગ્નનો આશ્રય લે છે, ત્યારે નિરૂપાયે વડીલો માફ કરી તેમને સમાવી લે છે.

**મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)**

મૈત્રી હોય કે દુશ્મની, ડુંગરી ગરાસિયાઓ એ ખૂબ નિભાવી જાણે છે. મન મળે તે મિત્ર-આ લોકોની મિત્રતાની આ સરળ સમજણ છે. પછી તે પોતાની નાતનો હોય કે પરનાતનો, પોતાના પ્રદેશનો હોય કે પરપ્રદેશનો માણસ તેઓ મૈત્રી માટે બધુંય કરવાની તત્પરતા સેવે છે. તો તેમની દુશ્મની માટેય એવું કહી શકાય કે જે પોતાનું મનદુભાવે, પોતાના કામ- ઈરાદામાં બિનજરૂરી હસ્તક્ષેપ કરે તો ડુંગરીગરાસિયાઓને દુશ્મની થતાં ય વાર લાગતી નથી. અને એક વખત શત્રુભાવ પેદા થઈ ગયો પછી તો તેઓ કોઈ જ પરિણામની દરકાર કરતા નથી. આમ છતાં આ જ્ઞાતિમાં દુશ્મની અંગેના ખ્યાલો બાપ-દાદાથી... પરંપરાગતરૂપે પણ ચાલ્યા આવતા હોય છે. જેમાં બાપદાદાના સમયથી જમીન માટેના ચાલ્યા આવતા ઝઘડા, કુટુંબી બહેન-દીકરીને કોઈ ભગાડી ગયું હોય- મારી નાખી હોય, પોતાના કુટુંબીનો કોઈ ખૂની હયાત હોય આવા વેર સંબંધો તેમનામાં બાપ-દાદાથી પણ ચાલ્યા આવતા હોય છે. આવા લોકોને તેઓ શત્રુભાવે જૂએ છે. દગા કે છળથી વેર વાળવા કરતાં તેઓ કોઈ લગ્નપ્રસંગે, તહેવારે જાહેરમાં વેર વાળવાનું પસંદ કરે છે. મામલો આખાય કુટુંબને સ્પર્શતો હોય તો બધાય કુટુંબીઓ એકસંપ બની, લાગ શોધીને દુશ્મન પર ત્રાટકે છે. શત્રુવેર માટે ગરાસિયાઓ પરિણામની સહેજે દરકાર કરતા નથી.

## વિશ્વના તત્ત્વોની જીવનપર અસર વિશે માન્યતા

સૂર્ય, ચંન્દ્ર, આકાશ જેવાં વિશ્વતત્વો માણસના જીવનને અસર કરે છે. તેવું આ જ્ઞાતિના લોકો પ્રબળપણે માને છે. તેથી જ સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણના દિવસે ડુંગરી ગરાસિયાઓ બેજીવી (પ્રસુતા) સ્ત્રીઓ કે તેમનાં ગભાણ, ઢોરને મોટેભાગે ઘરમાં જ રાખવાનું પસંદ કરે છે. જેથી કોઈ વિપરીત અસરથી ટાળી શકાય. તો આકાશમાંથી મોસમી પવનો જતા હોય તો શરીરને કળતર થાય, આકાશમાં વરસાદી વાદળો હોય તો ઊંઘ (ધારણ) ચડે તેવું પણ તેઓ માને છે. ઈશાન દિશામાં વાદળ કે વીજળીનાં દર્શન થાય તો તેઓ નજીકના જ ભવિષ્યમાં વરસાદ થશે એવો વરતારો કરે છે.

## અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચઅવચતાની ધારણા

ડુંગરી ગરાસિયા જ્ઞાતિમાં પરસ્પર ઊંચ-નીચનો કોઈ જ ભેદભાવ નથી. પરંતુ પોતાની જ્ઞાતિથી ચઢિયાતા ગણાતા ઈતર સમાજોની તેઓ ઉચ્ચ ગણી, માન-મોભો પણ આપે છે અને આદરથી વર્તે છે. તો તેમનાથી નિમ્ન ગણાતા સમાજના લોકો પ્રત્યે ખેલદિલી દાખવીને અમુક અંતર રાખીને વ્યવહાર કરે છે. કોઈ ઉચ્ચવર્ગનો વ્યક્તિ તેમના ઘરનો મહેમાન બન્યો હોય તો ઉમળકાપૂર્વક લોટો-ગ્લાસ ધોઈને, ધાતુપાત્રમાંથી પાણી આપે છે. તો મહેમાન નિમ્નવર્ગનો હોય તો જે તે વાસણો ધોઈ-વીંછળીને ઠેકાણે મૂકે છે. તેમનાથી ઉચ્ચવર્ગના કે પોતાના જ વર્ગનો ભગત વ્યક્તિ મહેમાન તરીકે હોય તો અત્યંત આદરપૂર્વક 'અમાર કેરનું ખાહો કે ?'(અમારા ઘરનું ખાશો કે?) એવું પૂછી લઈ, જો તે ખાવાની ના પાડે

અથવા આનાકાની કરે તો તેમને અલગથી રાંધી ખાવા માટે ભોજન-સામગ્રી અને વાસણ અપાય છે. પરંતુ આજના સમયમાં તો ઉચ્ચવર્ગના લોકોય દારૂની જયાફત (મોજ) ઉડાડવા ડુંગરી ગરાસિયાઓને ઘેર જતા હોય છે. પછી એ બધું પૂછવાની જરૂર જ શી? પરંતુ કહેવું જોઈએ કે ડુંગરીગરાસિયા જ્ઞાતિના જ ભોપા કે ભગત મહેમાન હોય તો કદી સંસારીનું ભોજન લેતા નથી. તેઓ તો જાતે બનાવ્યા પછી જ ભોજન લે છે.

## પવિત્રતા-અપવિત્રતાની વિભાવના

ડુંગરી ગરાસિયાઓ તેમના વર્તન-વ્યવહારમાં પવિત્રતા- અપવિત્રતા અંગે ચોક્કસ ખ્યાલો ધરાવે છે. અમુક વ્યક્તિ, જગ્યા, સમય, અન્ય સમાજ, ઘરના ભાગો, ગમાણ, દારૂ ઈત્યાદિ સંદર્ભે તેઓ પવિત્રતા-અપવિત્રતાનો ખાસ ખ્યાલ રાખે છે. સુવાણીસ્ત્રી ( પ્રસુતા) સવા મહિના સુધી અપવિત્ર ગણાય છે. સુવાવડ પછી તેને ઘરના ખૂણે  આડશ કરી પથારીની વ્યવસ્થા થાય છે તે સવા મહિના સુધી રસોડા કે ગમાણમાં પવિત્રતાના ખ્યાલે જવાનું ચાળે છે. તે સવા મહિના પછી નાહી-ધોઈને પાંચ કુંવારકાઓ સાથે મીઠું ભોજન લે પછી જ પવિત્ર ગણાય છે. એ રીતે રજસ્વલા સ્ત્રી પણ અપવિત્ર ગણાય છે. તે ઋતુકાળના ચાર-પાંચ દિવસ વટાવ્યા પછી નાહે-ધૂએ ત્યારે જ રસોડામાં પ્રવેશ કરે છે.

ભગત ગરાસિયાઓને ઘેર સમાજની દારૂ પીધેલ વ્યક્તિને પણ રસોડા પ્રવેશ કરાવાતો નથી. ભોજન અપાય તો રસોડાથી દૂર અને વાસણ પણ ધોયા પછી જ પવિત્ર ગણાય છે. સ્મશાનયાત્રાને પણ ડુંગરી

ગરાસિયાઓ અપવિત્ર જગ્યા માને છે. તેઓ ડાઘુ તરીકે ગયા પછી સ્નાન કરે છે ત્યારે જ પવિત્રતાના ભાવ અનુભવે છે. ભક્ત ડુંગરી ગરાસિયાઓ તો નદીએ સ્નાન કર્યા પછી ઘેર આવીને પણ સ્નાન કરે છે અને ઘરનું કોઈ ધાતુપાત્રનું પાણી તેમના ઉપર છાંટે તથા તેઓ અગરબત્તી સળગાવી દેવનું સ્મરણ કરે ત્યાર પછી જ પવિત્ર થયાનો ભાવ અનુભવે છે.. ડાકણ-ભૂત કે પ્રેતને ડુંગરી ગરાસિયાઓ અપવિત્ર 'મેલી શક્તિ' તરીકે ઓળખે છે. તેથી જ તેઓ આવી મેલી શક્તિને રીઝવવા માટે બકરા કે મરઘાનો બલિ આપે છે. જ્યારે પોતાની કુળદેવી, પૂર્વજો તેમના પવિત્ર દેવો છે. આ દેવોને નારિયેળ પ્રસાદ કે મીઠું ભોજન જ ભોગ ધરાવાય છે.

## મનોરંજનની રીતો

આજના સમયના ડુંગરી ગરાસિયાઓ પંરપરાગત રૂપમાં ઓછું તો આધુનિક મનોરંજનનો વિશેષ લાભ લે છે. પરંપરાગત સમયમાં તો મેળાઓ, ઉત્સવો અને લગ્નપ્રસંગો દરમ્યાન મન મૂકીને નાચતા-ગાતા કોઈ બનેલા શિકાર, બહાદુરી કે પ્રણય સંબંધોનાં ગીત ઉપાડાતાં તો સ્ત્રીઓ ગોળ ઘુમેરમાં અને એ વર્તુળને  ઘેરી લેતા મોટા વર્તુળમાં આધેડ યુવાનો જોડાતાં અને હાથમાં છત્રી કે લાકડી લઈને ઠેકવા નાચવાનો જબરો તડાકો જામતો. તેમાંથી ભરપૂર મનોરંજન મળતું.

હોળી પ્રસંગે પણ હોળીના આગળના પંદર દિવસથી માંડીને હોળી પછીના પાંચેક દિવસ એમ વીસેક દિવસ દરમ્યાન ઢોલ-કૂડીના વાદન-ઠેક અને સ્ત્રીઓના નૃત્ય ઠમકે આનંદમયી માહોલ રચાતો અને નિર્દોષ

મનોરંજન મળતું. પરંતુ છેલ્લા પંદર-વીસેક વર્ષથી આવા ઉત્સવો દરમ્યાનનાં તોફાનો, ખૂનામરકીને લીધે હવે ભણેલો વર્ગ સૂગાવા લાગ્યો છે. ધીમે ધીમે આ સ્વસ્થ પરંપરાઓ મંદપ્રાય થવા માંડી છે. યુવા લોકોની નજરમાં ટેલિવિઝન, વી.સી.ડી., ડી.વી.ડી., રમવા માંડયા છે. આજની પેઢી એ પંરપરાગત નાચ-ગાન મોજ-મસ્તીથી છેડા-ફાડની સ્થિતિમાં છે.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ડુંગરી ગરાસિયાઓ આર્થિક અભાવો અને પડકારમાં જીવન જીવતાં હોઈ તેમની મોટાભાગની આવડતો જીવનજરૂરિયાતોમાંથી જ સાંપડેલ છે. વર્ષોથી ડુંગરી ગરાસિયાઓ આહાર કે આરોગ્યમાં મોટેભાગે પ્રકૃતિનો જ આશ્રય લેતા આવ્યા છે. આગાસી ખેતી, પશુપાલન બે જ વ્યવસાય તેમની જીવનજરૂરિયાતો પૂરી પાડવા માટે સક્ષમ નથી. તેથી જ જીવનજરૂરિયાતોને પોષવા માટે રમત-રમતમાં ડુંગરો વટાવી દેવો અને પડકાર ઝીલીને ય વનપેદાશો એકત્ર કરવી-તેમાં તેઓની આવડતનાં જ દર્શન થાય છે. તેઓ મૂળ વનવાસી હોઈ આરોગ્ય અંગેનું ઔષધિય જ્ઞાન પણ તેઓને પરંપરારૂપે પ્રાપ્ત થયું છે. પશુઓ કે માણસની અમુક બિમારીઓ માટે કયા ઝાડ-પાન-છાલ-મૂળનો ઉપયોગ કરવો ? તે આવડત આ પ્રજાના મોટાભાગના વડીલોમાં છે. ઉપરાંત મંત્ર-તંત્ર-વાયરો નાખીને ઝેરી જીવોથી ડંસેલા પશુ કે માણસનું ઝેર ઉતારવામાં પણ તેઓની કુશળ આવડતનાં દર્શન થાય છે. આ જ્ઞાતિના લોકો મોટેભાગે ડુંગરાળ-અંતરિયાળ વિસ્તારમાં રહેતા હોઈ આજે પણ સમયસર આરોગ્ય સેવા તેમના સુધી મોડી જ પહોંચે તેમ

છે. આવા સંજોગોમાં પરંપરાગત ઢબે સુવાવડ કરાવનાર પુરૂષ કે સ્ત્રી દાયણો પણ ખાસ આવડત ધરાવે છે. ઉપરાંત ભૂત-પ્રેત-ડાકણના ત્રાસમાંથી છોડાવવા માટેના મંત્ર-તંત્રમાં જીવનજરૂરિયાતની યાંત્રિક સામગ્રીઓ ન વસાવતાં જાતે જ સામગ્રીનું ઉત્પાદન કરવામાં તેમની કુનેહ-આવડતનાં દર્શન થાય છે.

**પરંપરાગત ઉત્સવો અને મેળાઓ :**

ડુંગરીગરાસિયાઓમાં તહેવારોની ઉજવણી વિશિષ્ટ રૂપે થાય છે. 'દોહરા' તરીકે ઓળખાતો 'દશેરા'નો પરંપરાગત ઉત્સવ ડુંગરી ગરાસિયાઓ ગામગોદરે ભેગા થઈ આસુરી શક્તિને પાડાનો બલિ આપીને ઉજવે છે. પાડો ખરીદવા માટે ગામનાં ઘર મુજબ ઉઘરાણી થાય છે. આમ તેમના માટે 'દોહરો' એ આસુરી (મેલી) શક્તિઓને રીઝવવાનો તહેવાર છે. ડુંગરી ગરાસિયાઓ 'દીવાળી' કરતાંય 'બેસતા વર્ષ' ને ભારે ધામધૂમ અને આનંદપૂર્વક ઉજવે છે. બેસતા વર્ષના દિવસે વહેલા પરોઢીએ ઊઠી સ્ત્રીઓ ઘરનો કચરો-ધૂળ એક માટલીમાં મૂકીને ખખડાવતાં-ખખડાવતાં ગામની સીમ બાજુ જઈ મૂકી આવે છે. તેને 'કળી કાઢવી' (કળી કાડી) તરીકે ઓળખાવાય છે. આ વિધિનો અર્થ ઘરમાંથી ગંદકી કાઢી પવિત્રતા મેળવવાનો છે. દિવસ ઉગે તે પહેલાં ઘેર-ઘેરથી ભેંગા થયેલાં છોકરાં 'મેરૈયાં' (દૂધી કાપીને બનાવેલો તેલનો દીવો)લઈને ઘેર-ઘેર ફરે છે અને માણસો તથા ઢોરોને દીવો બતાવી અજવાળા, ઉજાસનાં દર્શન કરાવાય છે. મેરૈયાવાળાં છોકરાંને યથાશક્તિ પૈસા અપાય છે. દિવસ ઊગે તે પહેલાં સૌ નાહી-ધોઈ પવિત્રતાનો ભાવ અનુભવે છે. આ ક્રિયા માટે તેમની લોકબોલીમાં 'ગદેડાં ઉતારજાં' (ગદેડાં ઉતાર્યા ) એમ કહેવાય છે. દિવસ ઉગ્યા

પછી ડુંગરી ગરાસિયાઓ સારા ચોઘડિયામાં નારિયેળ વધેરીને દીપ-ધૂપ સાથે ઢોરોનું રંગરોગાન કરવા માટે લવાયેલા રંગ અને 'રમજી' નું પણ પૂજન કરે છે. અને ઢોરોનું રંગરોગાન કરી શણગારે છે. આ પૂજન અને શણગાર દરમ્યાન પૂર્વજો અને આસુરી શક્તિઓને દારૂના છાંટા નાખી રીઝવવાનો પ્રયત્ન થાય છે. ખેતરો કે કૂવાઓ ઉપર પણ નારિયેળ વધેરી દારૂની અંજલિ અપાય છે. આ બધું થઈ ગયા પછી જયાં-જયાં મૃતકોનો શોક હોય ત્યાં પુરુષ અને સ્ત્રીઓ જાય છે. તેમને રામ રામ કરે છે. અને ગામ તરફથી મંગાવેલો ગોળ ખવડાવી શોક ભાંગે છે. આખાય ગામનો શોક ભાંગ્યા પછી ઘેર દારૂની મિજબાની થાય છે અને ત્યાર પછી અગિયાર-બાર વાગ્યે ગામના ગોંદરે સૌ ભેગાં થાય છેઅને યુવાનો પોત પોતાના ઘેરથી શણગારેલાં ઢોર લાવીને દોડાવે છે. કઇ ગાય દોડીને વહેલી નીકળે? તેના ઉપર નવા વર્ષનો વરતારો થાય છે. 'સાલમુબારક' માટે અહીં 'જોરપટારા' શબ્દ યોજાય છે.

પરંપરાગત રીતે ઉજવાતો ઉત્તરાયણનો તહેવાર ડુંગરી ગરાસિયાઓમાં 'ઉતરેણ' તરીકે ઓળખાવાય છે. આ તહેવારની ઉજવણી અને રસમ અહીં અનોખી છે. સામાજિક-સાંસ્કૃતિક રૂઢિ પ્રમાણે ઉજવાતા આ પર્વમાં યુવાનો વહેલી સવારે ઉઠીને દેવચકલીઓ પકડવાનું કામ કરે છે. પોષ સુદ શુક્રવારે આ પર્વ ઉજવાય છે. જુદી-જુદી ટોળકીઓ દેવચકલી પકડીને સૌ પ્રથમ ગામના મુખી કે આગેવાનના ઘરે લઈ જાય છે. ત્યાં દેવચકલીનાં દર્શન અને ગોળ-ઘી ખવડાવ્યા પછી ઘેર-ઘેર દેવચકલીનાં દર્શન અને ગોળ-ઘી ખવડાવાય છે. ઘેર-ઘેર થી પ્રસાદ-દારૂ માટે યથાશક્તિ ફાળો કે અનાજ ઉઘરાવાય છે. આ રીતે ફરતાં-ફરતાં અગિયાર બારનો સમય થઈ જાય છે. આખાય ગામમાં ફરી લીધા પછી બધી દેવચકલીઓને મુખી

કે આગેવાનના ઘેર લઈ જવાય છે. વડીલો-યુવાનો મુખીના ઘેર એકત્ર થાય છે. એકાદ વ્યક્તિ ગામમાંથી એકત્ર થયેલા ફાળાનો હિસાબ કરી લે છે. ત્યાર પછી ગામના બધાય આગેવાનો મુખી સાથે ગામનાં ઝાંપે કે હોળીચોકે જે પરંપરાથી નકકી હોય તેવા સ્થળે પહોંચી જાય છે. ગામનો આગેવાન દેવચકલીઓને મુક્ત કરાવે છે. મુક્ત થયેલી દેવચકલીઓમાંની કઈ દેવચકલી પહેલી બેઠી અને કેવી જગ્યાએ બેઠી ? લીલી જગ્યાએ કે સૂકી જગ્યાએ? તેના આધારે નવા વર્ષનો વરતારો થાય છે. મહદઅંશે ખેતી અને પશુપાલન ઉપર નભતી આ પ્રજાને વરસાદ ઉપર મોટો આધાર છે. વરસાદ સારો પડે તો ધાન્ય પાકે, ઘાસચારો થાય અને ખેત મજૂરી પણ સારી રહે. દેવ ચકલી લીલા વૃક્ષ પર બેસે તો સારૂ વર્ષ અને સૂકા ઝાડ કે પથ્થર પર બેસે તો નબળુ વર્ષ(ઓછો વરસાદ)એવો વરતારો થાય છે. બપેરના સમયે ગામના યુવાનો બે ટૂકડીઓમાં વહેંચાઇ ને ગેડીદડો રમે છે. જેમાં જે ટીમ અમુક હદ સુધી ગેડી દડો લઇ જાય તે ટીમની જીત થાય છે. છેલ્લે બધી ગેડીઓને પૂર્વ દિશામાં નાખી દઇ 'વેર ગીયું' અર્થાત આ રમત ખેલદિલીથી પૂરી થઈ એવી ભાવના વ્યકત થાય છે. ગેડીદડાની રમત પૂરી થયા પછી બધાં બેસી જાય છે. દરેક સ્ત્રીઓ પોતાના ઘેરથી ચણા-મકાઈ બાફીને દૂધસી (બાખળાં)લાવી હોય છે. તો વળી એકત્ર ફાળામાંથી લવાયેલો ગોળ પ્રસાદ તરીકે વહેંચાય છે. પ્રસાદ વહેંચાઈ ગયા પછી યુવાનો, વડીલો દારૂ પીએ છે અને મોડી રાત સુધી નાચવા ઠેકવાનો તડાકો જામે છે. આમ પરંપરાગત ઉત્તરાયણ રંગેચંગે પૂરો થાય છે. હાલના સમયમાં પરંપરાગત ઉતરાયણ લુપ્ત થવાને આરે છે. જે કેટલાક અંતરિયાળ વિસ્તારનાં ગામોમાં જ ટકી રહી છે. નવી પેઢીના યુવાનો ચૌદમી જાન્યુઆરીએ પતંગ ચગાવીને ઉત્તરાયણ મનાવે છે. પરંપરાગત ઉત્તરાયણને

લીધે ગામ એકસંપ બનતું, પ્રેમભાવ કેળવાતો, વેરભાવ ભૂલાતાં, વળી નેતૃત્વ અને ખેલદિલી જેવા ગુણો કેળવવામાં આ પર્વ ઉપયોગી બનતું, તેથી પરંપરાગત ઉત્તરાયણનો સ્વાદ ચાખી બેઠેલા આધેડો-વૃદ્ધો હવે જૂની પરંપરાને યાદ કરતાં હરખાય છે, ભાવવિભોર બની જાય છે અને સાંપ્રત સમયના બદલાવ માટે ક્યાંક નિસાસા નાંખી બેસે છે.

હોળી-ધૂળેટી પણ આ વનવાસી પ્રજમાં પરંપરાગતરૂપે જ ઉજવાય છે. હોળીની રાત્રીએ હોળી ચોકમાં ગામ એકત્ર થાય, છાણાં એકત્ર થાય, માંહય લીલા વાંસનો શેલડો રોપાય, શેલડાના છેડે રૂમાલની ગાંઠમાં સૂકું નારિયેળ અને ગળી સેવ બંધાય, રાત્રે સારા ચોગડિયે ગામના મુખી-મતાદાર કે આગેવાનના હાથે હોળી પ્રગટાવાય કયારેક પુત્રવિહિન પુરુષ પાસે પ્રસાદના પૈસા લઈ હોળી પ્રગટાવવા દેવાય, ઢોલ કુંડી વગાડતાં વગાડતાં ગોળ ગોળ નૃત્ય થાય. શેલડો બળીને કઈ દિશામાં પડયો? તેના આધારે નવા વર્ષનો વરતારો થાય. ધૂળેટીનાં દિવસે પણ બપોરનાં આગલા વર્ષ દરમ્યાન પરણેલા યુવક-યુવતીઓ, જન્મેલાં બાળકોને ઘેર-ઘેર ઢોલ વગાડીને સામૈયું થાળ કરીને સૌ એકત્ર થઈને હોળી ચોકમાં આવે. વર કે કન્યાઓ પ્રસાદરૂપે લાડુ કે ભાતનાં થાળ તૈયાર કરીને લાવે છે. વરનો થાળ તેની બહેન અને કન્યાનો થાળ તેની આંમલી(સહિયર)પકડે છે. પરણેલી વ્યક્તિ અને બાળકદીઠ એક એક ઘડો પણી ભરેલો કુંવાસીઓએ પકડવાનો હોય છે. વર્ષ દરમ્યાન જન્મેલાં બાળકોને તેમની ફોઈ દ્વારા લવાયેલાં 'ફૈયારાં'(નવાં કપડાં)પહેરીને શણગાર્યા હોય છે. હોળીમાતાની આજુ-બાજુ ગામના વડીલો પરણેલાં અને બાળકોને ઉંમર મુજબ ગોઠવે છે. નાનાં બાળકોને ફઈ લઈને ગોઠવાય છે. સૌ ગોઠવાઇ ગયા પછી તેમની પાછળ ઢોલવાળા યુવાનો ઢોલ

વગાડતાં નૃત્ય કરે છે. યુવતીઓ લેજીમ નૃત્ય કરે છે. હોળી માતાની સાત પ્રદક્ષિણા પૂરી થયે, સૌ હોળીમાતાની પવિત્ર રાખનો ચાંલ્લો કરીને શુભ કવિતાઓ ગાય છે. પ્રદક્ષિણાના વિધિ-વિધાન પછી મોડી રાત સુધી ઢોલ-લેમજી નૃત્ય ચાલુ રહે છે. હોળી ફરનારાં, અને નોકરિયાતો પાસેથી ફાળો એકત્ર કરી ગોળ-ખજૂર લવાય છે. ગોળ-ખજૂર તથા હોળી ફરનારાં જે થાળ લાવ્યાં હોય તે એકત્ર કરીને પ્રસાદ રૂપે વહેંચાય છે. રાત્રે સૌ છૂટાં પડે છે. હોળી પછી પણ પાંચમ સુધી ઢોલ ઢબૂકતા રહે છે. આર્થિક રીતે સંપન્ન ગરાસિયાઓ ગામને સામૂહિક તેડી ગેર રમાડે છે. પ્રસાદ વહેંચે છે. ગેરમેળાની પ્રથા વિજય નગર તાલુકાના ડુંગરી ગરાસિયાઓમાં વર્ષોથી રૂઢ હતી પરંતુ છેલ્લા દસેક વર્ષથી ખૂન અને મારામારીના પ્રસંગોને લીધે કલેકટરશ્રી અને મામલતદારના આદેશથી બંધ થઈ છે. ધૂળેટીના બીજા દિવસે વિજયનગર દરબારના નિમંત્રણથી વર્ષોથી દરબારગઢમાં ગેરમેળો ભરાતો. સમગ્ર તાલુકાનાં યુવા હૈયાં ઢોલ અને લેજીમ લઈને દરબારમાં ઉમટી પડતાં. બપોરથી માંડી છેક સાંજ સુધી ઢોલ અને લેજીમની રમઝટ જામતી. દરબાર તરફથી ગામદીઠ ગોળનો પ્રસાદ રૂપે પ્રબંધ થતો. દરબાર તરફથી ગોળ ખવાડે અને આખાય નગરમાં ઢોલીઓ નૃત્ય સાથે દુકાને દુકાને ફરતા અને હોળીની 'ગોટ' (પ્રસાદ ફાળો) ઉઘરાવતા અને મોજ મનાવતા. હોળી-ધૂળેટીની રીતરસમો-વિધિવિધાનો આજે પણ ટકયાં છે. પણ ઉજવણી-ઉલ્લાસમાં ઓટ વર્તાય છે. દારૂનો નશો, વેરઝેર, મારા-મારી, કાપા-કાપીના કારણે ભણેલો નોકરયિાત વર્ગ આવા ઉત્સવોને ટાળવા માંડયો છે. પરંપરાગત રીતરસમો એની એ જ પણ આનંદ-ઉલ્લાસનો અભાવ. ભારતીય સંસ્કૃતિમાં મેળાઓનું આગવું મહત્ત્વ છે. તેમ ડુંગરી ગરાસિયાઓમાં પણ 'મેળાઓ'નું 'પર્વ' જેટલું જ

મૂલ્ય-મહત્ત્વ હતું. ધાર્મિક આસ્થા, ખરીદીના નિમિત્તે આ વિસ્તારમાં જન્માષ્ટમીનો મેળો, 'ઉંબરિયા બાવસીનો મેળો', 'બેણેશ્વરનો મેળો', 'મેઘવાસીનો મેળો', 'ભવનાથનો મેળો', 'શામળાજીનો મેળો', 'આંતરસુબા આશ્રમનો મેળો' જેવા લોકોત્સવોમાં શ્રધ્ધાઓ ભાવનાઓ, સામૂહિક ભાવનાનાં દર્શન થતાં. આવા મેળાઓ યુવાહૈયા માટે જીવનસાથી પસંદગીમાં નિમિત્તરૂપ બનતા. પરંતુ સખેદ કહેવું જોઈએ કે કેટલીય શ્રધ્ધાઓ ભાવનાઓ, ભાઇચારો અને સપનાની લ્હાણી સમા મેળાઓ દહાડે દહાડે વેર-ઝેર પ્રગટ કરવાનું સ્થાનક બનીજતાં  પૂરવા થતાં મેળાઓ સામે પણ સ્થાનિક સત્તાવાળાઓને લાલ આંખ કરવાની ફરજ પડી છે. શિક્ષિત વર્ગે સૂગાવા માંડયો છે. આદિમ તથા ભારતીય સંસ્કૃતિને અભિન્ન અંગ સમા મેળાઓનું ઝરણ ધીમે ધીમે લુપ્ત થઈ રહ્યું છે અને આજના સમયમાં વિજયનગર તાલુકામાં 'વિરેશ્વર મહાદેવનો મેળો ' (શિવરાત્રિ), આંતરસુંબા આશ્રમમાં 'ગુર્જરીમેળો' (ઘરવખરી અને કપડાં માટે) શામળાજીમાં 'શામળિયાજીનો મેળો' (કાર્તિક પૂનમ) રાજસ્થાનનો 'બેણેશ્વરનો મેળો (કાર્તિકી પૂનમ) હયાત છે. ડુંગરીગરાસિયાઓનાં લોકગીતોમાં કેટલાય ગીતોમાં મેળે જવાના મેળો મ્હાલવાના ઉમળકા ઉંમગો  વ્યક્ત થાય છે તે જોતાં આ પ્રજાના જીવનમાં મેળાઓનું કેટલું મૂલ્ય હતું ? તેની સાહેદી મળે છે.

આમ, ડુંગરી ગરાસિયાઓના પરંપરાગત ઉત્સવ-પર્વ અને મેળાઓની ચર્ચા આધારે એટલું અવશ્ય કહી શકાય કે સાંપ્રત સમયમાં ડુંગરી ગરાસિયાઓનું પરંપરાગત સમાજનું-સાસ્કૃતિક જીવન દિન પ્રતિદિન બદલાઈ રહ્યું છે. પ્રગતિ અને સુધારાના રવાડે સાંસ્કૃતિક પરંપરાઓ ભૂંસાઈ રહી છે. જેમાં પોતાનો,

સમાજ અને અન્ય સમાજો સાથે પણ મળવાની ભરપૂર મોકળાશ પ્રાપ્ત થતી અને ભાઈચારો, પ્રેમભાવ, સંઘભાવના, નેતૃત્વ, ખેલદિલી, આત્મીયતા જેવા માનવમૂલ્યો આપમેળે જ પોષાતાં તેવી ભવ્ય પરંપરાઓ લુપ્ત થવાને આરે છે. સરકારી તંત્ર લાલ આંખ કરે કે બંધ કરાવી રાહતનો શ્વાસ લે તેમાં શાણપણ નથી. સરકારે કડક બંદોબસ્ત રાખીને પણ એ પરંપરાઓને સાચવવી જોઈએ, પરંપરાની જાળવણી માટે સરકારે તેમને પુરસ્કૃત કરવા જોઈએ પ્રોત્સાહિત કરવા જોઈએ, પ્રગતિશીલ આદિવાસીઓએ નાક લીટી તાણનાં ઉત્સાહભેર જોડાવું જોઈએ. પ્રગતિશીલ-શિક્ષિત ડુંગરી ગરાસિયાઓ દ્વારા અન્ય સમાજો અને સરકાર તરફથી હકારાત્મક દૃષ્ટિએ કામ થાય તો ભારતીય આદિમ સંસ્કૃતિની ભવ્ય પરંપરા સમા આદિ-લોકસંસ્કૃતિના એ અંશો ચોકકસ ટકી રહેશે.

## સમાજની ભાષા

**ડુંગરી ગરાસિયા સમાજની ભાષા :**

ડુંગરીગરાસિયાઓની ભાષા 'ડુંગરીગરાસિયા આદિવાસી બોલી' તરીકે ઓળખાવાય છે. આ બોલી ખેડબ્રહ્મા કે બનાસકાંઠાના સોખલા ગરાસિયા કે ડુંગરીભીલોની બોલી કરતાં ભિન્ન છે. તો વિજયનગર, ભીલોડા, મેઘરજ અને રાજસ્થાનના ઝાડોલ, ખેરવાડા અને કેશરિયાજી જેવા તાલુકાઓમાં ડુંગરી ગરાસિયા બોલી બોલાય છે. ભીલોડા, વિજયનગર અને મેઘરજમાં આશરે ૩ લાખ જેટલા ડુંગરી ગરાસિયાઓ આ બોલીનો વ્યવહારભાષા તરીકે ઉપયોગ કરે છે. ડુંગરી ગરાસિયાઓનાં પરંપરાગત ભજનો, લોકગીતો, દંતકથાઓ, કહેવત, રૂઢિપ્રયોગો, માન્યતાઓ, મંત્ર-તંત્ર બધું જ આ લોકબોલીમાં વ્યક્ત થાય છે. આ બોલીમાં પદાર્થ, વસ્તુ, લાગણીઓનું આગવું શબ્દ ભંડોળ છે. વળી ચોકસાઈથી અભ્યાસ થાય તો ધ્વનિતંત્ર અને વ્યાકરણી દૃષ્ટિએ ભાષાકીય લાક્ષણિકતાઓ પણ નોંધી શકાય તેમ છે. પોતાના વિસ્તારમાં તો પ્રસંગે, ઉત્સવે આવેલા નોકરીયાત ડુંગરી ગરાસિયાઓ પણ અશિક્ષિત અલ્પશિક્ષિતોની જેમ પોતાની લોકબોલીનો જ ઉપયોગ કરે છે. આ બોલી ઝટ સમજાય તેવી નથી. આ જ્ઞાતિનાં વિધિ વિધાનો કે લોકસાહિત્યનો અભ્યાસ કે સંપાદન કરવા ઈચ્છતી વ્યક્તિએ તેમની સાથે લાંબો સમય વસવાટ કરવો પડે, સંબંધો કેળવવા પડે, તેમના સામાજિક-સાંસ્કૃતિક પ્રસંગોમાં હાજરી આપી સમજવા પડે તો જ લાંબાગાળે

તે કામ કરી શકે. આ લોકબોલીમાં ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી ભાષાની પણ શબ્દસમૃદ્ધિ જોવા મળે છે. ડુંગરીગરાસિયા જ્ઞાતિ સાથેના મારા સંબંધો, વાતચીત, તેમના લોકસાહિત્યના સંપર્ક અને ગુજરાતી ભાષાના અધ્યાપક હોવાના નાતે ભાષા વિજ્ઞાનના માટે રસને લીધે ડુંગરીગરાસિયા બોલીના સ્વર-વ્યંજન ધ્વનિઘટકો, ધ્વનિલોપ, વ્યાકરણી -શબ્દભંડોળ વિષયક લાક્ષણિકતાઓ તારવવાનું મને યથામતિ ફાવ્યું છે. જે નીચે મુજબ છે. અલબત્ત, વિદ્વાન, સંશોધક, સંપાદક અને ભાષાશાસ્ત્રી એવા શાંતિલાલ આચાર્યે ઉત્તર ગુજરાતની બોલી વિષયક શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે. પરંતુ અહીં માત્ર ને માત્ર ડુંગરીગરાસિયા બોલીને જ કેન્દ્રમાં રાખીને મેં પ્રયત્ન કર્યો છે. જે આ જ્ઞાતિની બોલીને, સંસ્કૃતિને જાણવા ઈચ્છનારા જિજ્ઞાસુઓને ઉપયોગી થશે એવું હું વિનમ્રપણે માનું છું.

**(એ) ડુંગરી ગરાસિયા બોલીમાં સ્વરોનું ઉચ્ચારણ**

ડુંગરી ગરાસિયા બોલીમાં 'ઈ', 'એ', અ, આ, 'ઊ' અને 'ઓ' વગેરે સ્વરો ચલણમાં છે. આ બોલીમાં શિષ્ટમાન્ય ગુજરાતનીના 'એ' અને 'ઓ'નું ઉચ્ચારણ અન્ય રીતે થાય છે.

| | અગ્ર | મધ્ય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ઉચ્ચ | ઈ | - | ઊ |
| મધ્ય | - | અ | - |
| નિમ્ન | ઍ | આ | ઑ |

લુપ્ત સ્વરોનું ઉચ્ચારણ નીચે મુજબ થાય છે.

**(૧) 'એ'ને બદલે અન્ય સ્વરનું ઉચ્ચારણ-**

**'એ'નો 'અ'**(કવચિત)

| | |
|---|---|
| એટલું | અતરૂ |
| કેટલું | કતરૂ |

**'એ' નો 'ઇ'**

| | |
|---|---|
| બેસીને | બીહીને |
| દેખી | દીખી |
| બેસીને | બીહીને |
| મેવાડ | મીવાડ |
| એઠવાડ | ઈઠવાડ |
| લેવું | લીવું |
| દેવુ (આપવું) | દીવું |
| પેર્સ | પીહે |

| | |
|---|---|
| મેંદી | મીદી |

**‘એ’નો ‘ઍ’**

| | |
|---|---|
| મેંદો | મૅંદો |
| વેસણ | વૅહણ |
| વહેળુ | વૅળું |
| કેળુ | કૅળું |
| વ્હેલા | વૅલા |
| પહેલા | પૅલ્રા |

**(૨) ‘ઓ’નું ‘ઉ’ કે ‘ઑ’ ઉચ્ચારણ**

‘ઓ’ને બદલે ‘ઊ’

| | | | |
|---|---|---|---|
| ફોજદાર | ફુદદાર | છોકરાં | સુરાં |
| કોટવાળ | કુટવાળ | છોકરી | સુરી |
| મોસાળ | મુહાળ | ભોજન | પુજન |
| મોઢું | મૂઢૂં | ભોંય | ભૂય |

| | | | |
|---|---|---|---|
| મોહન | મુહન | ખોદવું | ખુદવું |
| કોથળો | કુથળો | સોની | હુની |
| બોર | બુરાં | મોજડી | મુજદી |
| મોર | મુરુ | ગોદડી | ગુદડી |

**'ઓ'ને બદલે 'ઑ'**

| | | | |
|---|---|---|---|
| ઓફિસ | ઑપિસ | પહોંચ | પૉસ |
| ચોપડા | સૉપડા (ડી) | કોદાળી | કૉદાળી |
| વોટ | વૉટ | કોપી | કૉપી |

(૩) **ક્વચિત 'અ'ને બદલે 'ઍ'**

| | | | |
|---|---|---|---|
| પગ | પૅગ | મગ | મૅગ |
| નખ | નૅખ | | |

(૪) **'અ' કે 'આ'નું 'ઑ' ઉચ્ચારણ**

| | | | |
|---|---|---|---|
| નામ | નૉમ | ધાણી | તૉણી |
| આંખ | ઑંખ | વાંસ | વૉહડો |

| | | | |
|---|---|---|---|
| કામ | કૉમ | ધાણા | તૉણા |
| જાન | જૉન | વાંસળી | વૉહળી |
| માખી | મૉખી | વાંચવું | વૉસવું |
| આંગણું | ઑગણું | વરરાજા | વૉરરાજા |
| પાંસળી | પૉહળી | તાંબુ | તૉબું |
| રાણી | રૉણી | તાણવું | તૉણવું |
| આનાકાની | ઑનાકૉની | | |

**(બી) ડુંગરી ગરાસિયા બોલીના વ્યંજન ધ્વનિઘટકો**

ડુંગરી ગરાસિયા બોલીમાં શિષ્ટ માન્ય ગુજરાતીના કેટલાય વ્યંજનધ્વનિઘટકો અન્ય રીતે ઉચ્ચારાતા હોઈ વપરાશમાં નથી. આ બોલીના વ્યંજન ધ્વનિઘટકો ઉચ્ચારણસ્થાન અને રીતિની દૃષ્ટિએ નીચે મુજબ છે. (સ્પર્શ વ્યંજનો)

| | **મૌખિક સ્પર્શ વ્યંજનો** | | **અનુનાસિક વ્યંજનો** | | |
|---|---|---|---|---|---|
| | અઘોષ | | ઘોષ | | |
| | અ.પ્રા. | મ.પ્રા | અ.પ્રા. | મ.પ્રા | |
| કંઠય | ક | ખ | ગ | – | ઙ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| તાલવ્ય | - | - | જ | ઝ | ઞ |
| મૂર્ધન્ય | ટ | ઠ | ડ | - | ણ |
| દંત્ય | ત | થ | દ | - | ન |
| ઓષ્ઠ્ય | પ | ફ | બ | - | મ |

અર્ધસ્વર- અર્ધ વ્યંજન-ય, વ

સંઘર્ષ વ્યંજન-સ

મહાપ્રાણ-હ

પ્રકંપી- ર

પાર્શ્વિક-લ

થડકારવાળા કે લૂંઠિત-ળ

શિષ્યમાન્ય ગુજરાતીના કેટલાક વ્યંજનોનું ડુંગરી ગરાસિયા બોલીમાં અન્યરીતે ઉચ્ચારણ નીચે મુજબ છે.

(૧) **'ઘ'નો 'ગ' કે 'ક'**

ઘાંચી-ગાંસી (પુ.જાતિવાચક)

ઘસી-ગહી (ક્રિ.)

'ઘ'નો 'ક'

ઘર-કેર (ન.એ.વ), કેરાં (બ.વ)
ઘડો-કડો (પુ.એ.વ), કડા (પુ. બ.વ)
ઘુઘરો-કુકરો (પુ.એવ), કુગરા (બ.વ)
ઘુમેર-કુમેર (કિ)
ઘાઘરો-કાગરો (પુ.એવ.)કાગરા (પુ.બ.વ)
ઘંટ -કટ (પુ.એ.વ)
ઘોડો-કૉડો (પુ. એ.વ) કુડા (પુ.બ.વ)
ઘડિયાળ-કડજાળ (સ્રી. એ.વ)
ઘાટ-કાટ (પુ.)

**(૨) 'ચ'ને બદલે 'સ'**

| | | | |
|---|---|---|---|
| ચમસી | -સમસી (સ્રી.એ.વ) | ચકલી | - સકલી (સ્રી. એ.વ) |
| પરચો | - પરસો | ચમચી | -ચો-સમસી (સ્રી. એ.વ) |
| ચોપડી | - સોપડી (સ્રી. એ.વ) | ચણો | - સણો (દ્રવ્ય વાચક એ.વ) |
| હિંચકો | - ઈસકો (પુ.એ.વ) | ચામડી | -સૉબડી (સ્રી. એ.વ) |

| | | | |
|---|---|---|---|
| પચાતિયા-પંસાત્યા (પુ.બ.વ) | | ચા | - સા (સ્ત્રી. એ.વ) |
| ચર | - વુ (ક્રિ.) -સરવું | | સગળવું (ક્રિ.)-સગળવું |
| ચીમન | -સીમન (વ્યક્તિવાંચક નામ) | ચીંહ | -સીહ (સ્ત્રી) |
| ચકોર | - સકુર | ચિપિયો | -સીપજો (પુ. એ.વ) |

(૩) **'છ'નો બહુધા 'સ' કે 'હ'**

| | | | |
|---|---|---|---|
| 'છ'નો 'સ' | | છાયા | -સાયા |
| છત્રી | -સતરી | પછેડો | - પસેડો |
| છગન | -સગન | ધમપછાડા- તમપસાડા | |
| છજું | - સજુ | પછી | - પસૅ |
| છાંયડો | - સાંયલો | ધાનોમાનો-સૉનમૉનો | |
| છાપરુ | - સાપરૂ | છાણા | -સૉણાં |

'છ'નો 'હ'

| | |
|---|---|
| છે | -હે (સ.ક્રિયાપદ એ.વ) |
| છીએ | - હાં (સ. ક્રિયાપદ બ.વ) |
| છો | - હો (બી.પુ. એ.વ.સ.ક્રિ) |

**(૪) મ.પ્રા. ‘ઢ’ને બદલે અ.પ્રા. ‘ડ’ કે ‘ટ’નું ઉચ્ચારણ**

ટાઢ - ટાડ વાઢ -વાડ
કાઢ - કાડ (ક્રિ.) ગઢ -ગડ
મોઢું -મુંડું અઢી -અડી (માપ-પ્રમાણિવાચક)
કઢી - કડી ઢગલો -ટગલો
હાડકાં - આટકાં ઢંગ -ટગ
ઢીલું - ટીલું ઢીલ -ટીલ
મઢવું (ક્રિ.)-મડવું ઢાંકળાં, ટૉંકળાં
ઢીલ -ટીલ ઢિંગલી -ટીગલી, ઢગલો-ટગલો
ઈંઢોણી -ઍંડોણી ઢોંઢું - ટોંડું

**(૫) મ.પ્રા ‘ભ’ને બદલે અ.પ્રા ‘પ’નું ઉચ્ચારણ**

| | | | |
|---|---|---|---|
| ભાર | પાર | ભમરો | પમ્મરો |
| ભાભી | પાબી | ભાગ | પાગ |
| ભૂલ | પૂલ | ભોપો | પુપો |
| ભીંસ | પીંસ | ભડાકો | પડાકો |

| | | | |
|---|---|---|---|
| ભાઈ | પાઈ | ભજન | પઝન |
| ભોજાભાઈ | પૉજાભાઈ | ભડકો | પટકો, પડકો |
| ભરવું (ક્રિ.) | પરવું | ભલું | પલું |
| ભાલો-પાલો | | | |

**(૬)મ.પ્રા. 'ધ'ને બદલે અ.પ્રા. 'ત'નું ઉચ્ચારણ :**

| | | | |
|---|---|---|---|
| ધજા | તજા | ધાર | તાર |
| ધમકી | તમકી | ધંધો | તન્દો |
| ધમાલ | તમાલ | ધંધાસણ(ગામ) | તદાહેણ |
| ધાણા | તૉણા | ધતી | તરતી |
| ધમણ | તમૅણ | ધરી | તરી |
| ધડકો | તખ્ખો | ધણી(પતી) | તણી |
| ધમપછાડા | તમપસાડા | ધબાકો | તબાકો |
| ધરમ | તરમ | ધમાચકડી | તમસકડી |
| ધાબળો | તાબળો | ધીમેધીમે | તીમેતીમે |
| ધનજીભાઈ | તનજીભાઈ | ધાન | તોન |

**(૭) સંઘર્ષી વ્યંજન 'શ'નો 'હ' કે 'સ'**

| | | | |
|---|---|---|---|
| દેશી | દીહી | શ્યામ | હૉમ/સૉમ |
| વિદેશી | વિદેહી | શનેપાત | હનિપાત |
| પાશ | પાહો | દુશ્મન | દસ્મન |
| દશા | દસા | શિયાળ | હિયાળ |
| શિયાળો | હિયાળો | | |

**(૮) 'ષ'નો 'હ'**

| | |
|---|---|
| પોષ | પોહ |
| મેષ | મેહ (રાશિ) |

**(૯) મોટે ભાગે શબ્દભંડોળમાં 'હ'ને બદલે 'અ'નું ઉચ્ચારણ :**

| | | | |
|---|---|---|---|
| હાથ | આથ | હોલો | ઓલો |
| હાથી | આથી | હાજર | આજર |
| હથેળી | અથેળી | હાડકાં | આટકાં |
| હદ | અંદ | હાર | આ'ર |

| | | | |
|---|---|---|---|
| હદપાર | અ'દપાર | હરણ્યિું | અણ્ણી |
| હળ | ઓળ | હાંફ | આંફ |
| હજી | અજી | હલાવવું | અલાબ્બું |
| હવાડો | અવાડો | હૈયું | ઐયું (હૃદય) |
| હાથોહાથ | આથોઆથ | હાકોટો | આકોટો |
| હસે- અહે | | હોંકારો | ઓંકારો |
| હનુમાન | અડુમૉન | હુકમ | ઉકમ |

(૧૦) પટ્ટણી બોલીની જેમ 'સ'નો 'હ'

| | | | |
|---|---|---|---|
| સાસુ | હાહુ | સસલું | હહલું |
| સાવરણો | હાવણ્ણો | સંતાકૂકડી | હંતાકૂકડી |
| સાપ | હાપ | સાગ | હાગ |
| સાબુ | હાબુ | સગો | હગો, હગી, હગલો |
| સુવર | હુવૅર | | |

**(સી) કેટલાક અનુનાસિક ધ્વનિઓનું ડુંગરીગરાસિયા બોલીમાં વિશિષ્ટ ઉચ્ચારણ :**

**૧. 'ડ'શિષ્ટમાન્ય ગુજરાતીના 'ડ'નું લોકબોલીમાં નિરનુનાસિક કે વિશિષ્ટ ઉચ્ચારણ :**

| | | | |
|---|---|---|---|
| ભંગ | પગ | ગંગા | ગગા |
| ડાંગી | ડૉગી | ભંગાર | પગાર |
| પાંખ | પૉખ | મંગળ | મગળ |
| મંગલો(નામ) | મગળો | રીંકુ | રીકુ (નામ) |
| સીંગ | સીગ | છીંડું | સીડું |
| મીડુ | મીડું | તંગ | તગ |

**(૨) અનુનાસિક 'ણ'નું સરળ કે અન્ય રીતે ઉચ્ચારણ :**

| | | | |
|---|---|---|---|
| કરંડિયો | કડજો | કાંટો | કૉટો |
| ભંડાર | પડાર | કાંઠો | કૉઠો |
| કંઠ | કઠ | કાંડું | કૉડું |
| રાંડ | રૉડ | દંડ | દડ |
| કઢંગુ | કટગુ | | |

**(૩) કવચિત ગરાસિયા બોલીનું વિશિષ્ટ શબ્દભંડોળ :**

| | | | |
|---|---|---|---|
| સંપ | હપ | પંપ | પપ |

| બંપ | બપ | લંબાઈ | લૉબાઈ |
|---|---|---|---|

(ડી)

**(૧) ડુંગરી ગરાસિયા બોલીનું વિશિષ્ટ શબ્દભંડોળ :**

| | | | |
|---|---|---|---|
| લીંટ | - હીદો | પેટ | ઑજરું |
| પોદળો | -પૉયલો | બદસુરત | કડેજું |
| ઉત્તરાયણ | - ઉત્તરૅણ | મહેમાનપૉમણો-પૉમણી- પૉમણું | |
| નવરાત્રિ | -નવરાત્યા | વેવાઈ-હગૉ(પુ.)-હગી(સ્ત્રી)-હગું (નપું.) | |
| ઓળંગવું (ક્રિ. અળેડવું)છોકરો- સુરૉ(પુ.)-સુરી (સ્ત્રી) સુરુ (નપુ.) | | | |
| કપડાં | - લબરાં | ગંધાય | પૉમળે |
| અજવાળુ | અઝુવાળું | આગળ | મૉરે |
| અજાણ્યો | અજૉણનો | દોડવું | તોમવું |
| અત્યારે | ઈવ | દીલાસો | દલાહો |
| ત્યારે | તેરૅ | આટલું | અતરું |
| અધવચ | અદવેસ | અંધારું | અદારું |

| | | | |
|---|---|---|---|
| દારૂ | હરો | વિમાન | બલૂણ,અગાહજું |
| ઉજ્જડ | ઉઝેડ | ઉપાય | ઉપા |
| ઉત્સવ | ઉહો | નખ | નૉખ |
| એકાએક | અલટપ્યું | અગ્નિ | આગ-દેવતા |
| સૂર્ય | દનબાવસી | ચંદ્ર | સાંદો બાવસી |
| પુરૂષ | આદમી | જીવન | -મનખો |
| માણસ | મનેખ | સ્ત્રી | -અસ્ત્રી |
| સોમવાર | હોમવાર | મંગળવાર | - મગળવાર |
| બુધવાર | બદવાર | ગુરૂવાર | -બરસવાર |
| શુક્રવાર | હક્કરવાર | શનિવાર | - થાવોર |

રવિવાર- દીતવાર

દૂબળું- ખૅકલું    અંધારું- અદારું

આવકાર- આવુકાર    હમણાં- ઈવ

તેઓનું- વણૉનું    આટલું- અતરું

રિબીન- બોપટ્ટી   હળ- ઑળ

ડુંગરો- મગરો    ડુંગરી- મગરી

બહાદુર- રૉગડો વાસણ-ઠાંબડાં

(૨) વિશિષ્ટ પ્રાણી શબ્દભંડાળ :

બકરો-બોકડો સસલું- હહલું

બકરી- ટાટી ઊંટ- ઊટો -ઉટડી (સ્ત્રી)

બિલાડી-મિની બકરાં-ટૂહાં

બિલાડો- વિડુયો વાઘ- ડેગણો

અજગર- અજગેર અજગર- અજગેર

સાપ- હાપ ગાય-ટાહી

સાપણ- હાપૅણ બળદ-ટાહો

| | | | |
|---|---|---|---|
| ભેંસ | ડોબી | પાડો | પાડો |
| શિયાળ | હિયાળ | હરણ | હાબરું |
| સુવર | હુઍર | | |

**(ઈ) ડુંગરી ગરાસિયા બોલીની વ્યાકરણગત લાક્ષણિકતાઓ :**

**૧. ભૂતકાળ સૂચક ક્રિયારૂપોમાં 'ય'ની જગ્યાએ 'જ'નું ઉચ્ચારણ :**

| | | | |
|---|---|---|---|
| આવ્યો | આવ્જો | પાક્યો | પાકજો |
| ગયો | ગીજ્જો | મેલ્યો | મેલ્જો |
| દોડયો | દોડ્જો | આપ્યો | આલ્જો |
| પડયો | પડ્જો | કાપ્યો | કાપ્જો |
| થાક્યો | થાક્જો | લાવ્યો | લાવ્જો |
| થયો | થાજ્જો | રહ્યો | રેજ્જો |

**૨. ભવિષ્યકાળ બ.વ.ના રૂપોમાં મોટેભાગે 'શ'ની જગ્યાએ 'હ'નું ઉચ્ચારણ :**

| | | |
|---|---|---|
| જઈશુ-જાહું | ખાઈશું-ખાહું | જાશે-જાહે |
| ભણીશું- પણહું | મરીશું-મરહું | આવશે- આવહે |
| જોઈશું-જોહું | આવીશું-આવહું | લાવશે-લાવહે |
| લખીશું-લખહું | દોડીશું-દોહડું | |

(૩) **ભવિષ્યકાળ એ.વ.નાં રૂપોમાં 'શ'નો લોપ**

| | | | |
|---|---|---|---|
| જઈશ | જાઈ | ખાઈશ | ખાઈ |
| ભણીશ | પણી | મરીશ | મરી |

| જોઈશ | જોઈ | આવીશ | આવી |
|---|---|---|---|
| લખીશ | લખી | દોડીશ | દોડી |

દા.ત. હું ઈડર જઈશ- મું ઈડર જાઈ.

**(૪) 'થી' અનુગને સ્થાને 'હો'-હી- હુ- જેવાં રૂપો યોજાય છે.**

દા.ત. ક્યાંથી આવ્યો ? - ક્યાંહો આજ્જો ? (પુ.એ.વ)
ક્યાંથી આવી ? - ક્યાંહી આજ્જી ? (સ્ત્રી.એ.વ)
ક્યાંથી આવ્યા ? - ક્યાંહા આજ્જા ? (પુ.એ.વ)
ક્યાંથી આવ્યું ? - ક્યાંહા આજ્જું ? (નપ. એ.વ)
માંથી ઉપરથી ટોપલું ઉતાર- મૉથા ઉપેર હું ટુપલું ઉતાર.

**(૫) 'છે'ને સ્થાને વ્યાપક 'હે'નો ઉપયોગ :**

દા.ત.
કોણ છે ? - કુણ હે ?
ક્યાં છે ? - કીયાં હે ?
આવે છે ?- આવે હે

જાય છે- જાય હે

એજ રીતે 'છો', 'છુ', 'છીએ' નાં 'હો', 'હુ', 'હાં' જેવાં રૂપો યોજાય છે.

**(૬) સંયુક્ત ક્રિયારૂપોનાં સંક્ષિપ્ત રૂપો :**

૧. દોડી ગયો-દોડજો (પુ), દોડજી (સ્ત્રી), દોડજું (નપુ.)
દોડજા (પુ.બ.વ), દોડજાં (નપુ.બ.વ)

૨. ઊડી ગયો- ઉડજો (પુ.એ.વ), ઊડજી (સ્ત્રી)
ઉડજું (નપુ.) ઉડજા(પુ.બ.વ), ઉડજાં (નપુ.બ.વ)

૩. ઊડી ગયો- ઉડજો(પુ), ઉડજી (સ્ત્રી), ઉડજું (નપુ.)
ઉડજા (પુ.બ.વ), ઉડજો (નપું.બ.વ)

૪. હટી ગયો- હટજો (પુ), હટજી(સ્ત્રી), હટજું (નપું)
હટજા (પુ.બ.વ),હટજાં (નપું.બ.વ)

૫. ગયો હતો- ગીજો'તો (પુ), ગીજજી'તી (સ્ત્રી), ગીજજુ'તુ (નપું.)
ગીજજાતા (પુ.બ.વ), ગીજજાંતાં (નપું.બ.વ)

૬. બેઠો હતો-બીઠો'તો (પુ.), બીઠી'તી (સ્ત્રી), બીઠું'તુ (નપું)
બીઠાતા(પુ.બ.વ) બીઠાંતાં (નપું.બ.વ)

(૭) **'હો' અને 'છ' સહાયકારક ક્રિયારૂપોને બદલે વિશિષ્ટ રૂપો :**

| | | | |
|---|---|---|---|
| હશે | અહે | હોઈશ | આંહે |
| હશો | અહો | હોઈશું | અહું |
| હતો | અતોહો | હતા | અતાંહા |
| હતી | અતીહી | હતાં | અતાંહાં |
| હતું | અતુંહું | | |

આમ ડુંગરીગરાસિયાબોલીનું આગવું શબ્દભંડોળ અને ભાષાશાસ્ત્રીય ખાસિયતો ધરાવે છે. તે શિષ્ટમાન્ય ગુજરાતી કે ઉત્તર ગુજરાતની પટ્ટણી બોલીથી ઘણી બધી બાબતોમાં ભિન્ન જણાય છે. આ ભાષા બોલનારા ત્રણ લાખ ઉપરાંત ડુંગરી ગરાસિયાઓ ગુજરાત-રાજસ્થાનમાં વસે છે. આ જ્ઞાતિના પૂર્વજો પૂર્વે ડુંગરપુરમાં વસતા હતા. જેઓ ભરણપોષણ અર્થે સૌ પ્રથમ ભીલોડા અને ત્યાર પછી વિજયનગરમાં અને મેઘરજના જંગલવિસ્તારોમાં વસ્યા હોવાનું અનુમાન છે.

## ડુંગરી ગરાસિયા સાહિત્ય

ઉત્તર ગુજરાતમાં સમાવિષ્ટ ચાર જિલ્લાઓ પૈકી બનાસકાંઠા અને સાબરકાંઠા,જિલ્લાઓમાં બહુ સંખ્યક આદિવાસીઓ વસ્તી ધરાવે છે. બનાસકાંઠા અને સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકામાં ડુંગરીભીલ અને સોખલા, ગરાસિયા, જ્ઞાતિના આદિવાસીઓની વસ્તી છે. જ્યારે વિજયનગર, ભીલોડાઅને મેઘરજ તેમજ રાજસ્થાનના સીમાવર્તી તાલુકાઓમાં ડુંગરી ગરાસિયા, સમાજના આદિવાસીઓ વસે છે. ડુંગરી ભીલ કે સોખલા ગરાસિયા જ્ઞાતિઓના લોકસાહિત્યનું સંપાદન ભગવાનદાસ પટેલ, વિરચંદ પંચાલ, નવજી ડાભી કે જિજ્ઞાસા પટેલ જેવા એકાધિક સંપાદકો દ્વારા ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં થયું છે. જ્યારે ડુંગરી ગરાસિયા જ્ઞાતિના લોકસાહિત્યનું સંપાદન માંડ ત્રણ ચાર પ્રયત્નોથી વિષેશ કશું જ થયું નથી. ઉત્તર ગુજરાતની ડુંગરી ગરાસિયા જ્ઞાતિના લોકસાહિત્યને સંપાદિત કરવાના કિંચિત પ્રયત્નો વિજય, પુષ્પા ભગોરા, સવિતા રાણપુરા, પ્રભુદાસ પટેલ, અને પંકજ પટેલ જેવા સંપાદકો દ્વારા અને તે પણ એકમાત્ર લોકગીત સ્વરૂપ સંદર્ભે જ થયા છે. વિજય, પુષ્પા ભગોરા પાસેથી 'ગિરીમાળાના ટહુકા'(૧૯૯૪), સવિતા રાણપુરા દ્વારા 'ગુજરાત લોક સાહિત્યઃમણકો ૧૧માં વગેરે સંપાદનો માને છે.'(સં.મંજુલાલ મજમુદાર) પ્રભુદાસ પટેલ પાસેથી 'અરવલ્લી લોકસંપદા' (૨૦૦૯) તથા પંકજ પટેલ દ્વારા સંપાદિત થયેલ 'આદિવાસીઓના લોકગીતો' (૨૦૧૦) વગેરેમાં ડુંગરી ગરાયિાઓમાં લગ્નપ્રસંગે ગવાતાં લોકગીતો છે.

અહીંયા ચારેય લોકસંપાદનોનો પરિચય કરવાનો ઉપક્રમ સેવાયો છે.

ડુંગરી ગરાસિયાઓના લોકવાઙમયને સંપાદિત કરી પ્રથમ પુસ્તક પ્રગટ કરવાનું બહુમાન વિજય ભગોરાને સાંપડે છે. 'ગિરીમાળાના ટહુકા' (૧૯૯૪) વિજયપુષ્પા ભગોરાએ કરેલું લોકગીત વિષયક સંપાદન છે.વિજયપુષ્પા ભગોરાએ વર્ષો સુધી આ વિસ્તારની ઉચ્ચત્તર માધ્યમિક શાળામાં અધ્યાપનકાર્ય કર્યું છે. વળી તેઓનું વતન પણ આ જ વિસ્તાર હોઈ તેમના આ વિસ્તારના અનુભવોનો પૂરો લાભ આ સંપાદનને મળ્યો છે. તેણીએ ડુંગરી ગરાસિયા સમાજના લગ્ન લગ્નોત્તર વિધિવિધાનો કે પ્રસંગો, અને દરેક વિધિ વિધાન દરમ્યાન રજૂ થતાં લોકગીતોનું શાસ્ત્રીય રૂપે સંપાદન કર્યું છે. આ કાર્ય માટે તેમણે ગામે ગામ મુલાકાતો લઈને માહિતીદાતાઓને શોધ્યા છે. અને ધ્વનિમુદ્રણથી લોકબોલીના લય મુજબ મુળપાઠમાં મૂકી સંપાદકસજજતા દાખવી છે. આ સંપાદનગ્રંથના પ્રારંભે જ તેમણે ડુંગરી-ગરાસિયાઓનું પહાડીક્ષેત્ર, લોકજીવન, પહેરવેશ વગેરેની ચર્ચા અને તેમની લગ્નપ્રથા અંતર્ગત ઘર જોવાથી માંડીને કન્યાવિદાય સુધીના તથા લગ્નોત્તર વિધિ-વિધાનોનો પરિચય કરાવ્યો છે. જેમાંથી ડુંગરી ગરાયિાઓની સામાજિક-સાંસ્કૃતિક છબિનો સરસ પરિચય સાંપડે છે. ત્યાર પછી સંપાદકે એસી જેટલાં લોકગીતો, તેનાં અઘરા શબ્દાર્થ સહિત મૂક્યા છે. વળી આ દરેક ગીતોને તેઓએ લગ્ન-લગ્નોત્તર વિધિ-વિધાનો પ્રસંગે જેમ કે, પીઠીવાંમાં બેસતી વખતે સ્નાનવિધિ, સ્નાનવિધિ પછી કપડાં પહેરવાના પ્રંસંગે, નવડાવ્યા પછી પાટલે બેસતી વખતે, ખોબલા ભરવાનીવિધિ, પીઠી ચોળતી વખતે, મુરિયું નચાવવું, પીઠી કર્યા પછી નાચવા-ઠેકવાના પ્રસંગે, ફક્ત બહેનો માટે ઠેકવાનાં ગીતો, વાંલ્લો, મામા નુતેર, ફોઈનુંતેર, નાનું ફુલેકું, આરતી ઉતારવાનીવિધિ, બનાવટી

લાડા-લાડીની રમત, મોટું ફુલેકું, ખાડામાં માટી લેવા જવાની વિધિ, લાડીને નચાવવાનો પ્રસંગ, માતાજીની આરતી, ફુલેકું ફરી ઘરે પાછા આવે ત્યારનું ગીત, માંડવે બેસતાં, વર ઉગલાવવાની વિધિ, જાન જતી વખતે, જાન જતાં રસ્તામાં ગવાતાં, વરનું સામૈયું, જાન ઉતારો, ઉતારો આપ્યા પછી ફટાણા, ટીલડીં ચાવવી, વરની માંડવામાં પધરામણી,વરપોખણું, સાળાનો નાચ, લાડી-વરનો હસ્તમેળાપ, ફેરા, ફેરા ફર્યા પછી કન્યાનું વર પાસે બેસવું, ડોયસું,(કન્યાદાન), નરવેત, લાડીસાસુના ખોળામાં બેસવું, લગ્ન પછીનો ભોજનપ્રસંગ, કન્યાવિદાય વખતે જાનડી અને કન્યાપક્ષના ગીતો-આમ વિવિધ પ્રસંગો કે વિધિવિધાનોના શીર્ષક હેઠળ ગીતોની ગોઠવણી થઈ હોઈ, આ જ્ઞાતિનો અભ્યાસ કરવા ઈચ્છતા અભ્યાસીઓને જેતે પ્રસંગાનુસારી ગીત પ્રવેશ કરવાની અને અર્થ શોધવાની સરસ ફાવટ મળે તેમ છે. ૧૯૯૪માં આટલું સરસ-શાસ્ત્રીય ઢબે કામ કર્યા પછી વિજયપુષ્પા બેહેને આ જ દિશામાં કામ કર્યું હોત તો દિન-પ્રતિદિન લુપ્ત થઈ રહેલા આદિમ સંસ્કૃતિના અંશોને વધુ સંપાદનોરૂપે સંપડાવી શક્યા હોત, પરંતુ તેમ થઈ શક્યું નથી. આ સંપાદન કાર્ય માટે વિજયપુષ્પાબહેને ફિલ્ડ વર્ક કર્યું છે. માહિતીદાતાઓ શોધ્યા હશે, ધ્વનિમુદ્રણ પછી ગીતોને લિપિબધ્ધ કર્યા હશે પરંતુ ક્યાંય માહિતીદાતાનો નામોલ્લેખ પ્રાપ્ત થતો નથી. તેને આ સંપાદનની મર્યાદા જ લેખવી રહી.

'ગુજરાતી લોકસાહિત્યમાળા : મણકો અગિયાર' માં ગુજરાતના વિવિધ પ્રાંત-પ્રદેશના આદિવાસીઓનાં વિશિષ્ટ ગીતોનું અલગ અલગ સંપાદકો દ્વારા સંપાદન થયું છે. જેમાં સવિતા રાણપુરા દ્વારા સંપાદિત 'અગિયાર ડુંગરીગરાસિયાનાં લોકગીતો'નો પણ સમાવેશ થાય છે.

આ લોકગીતોમાં ડુંગરીગરાસિયાઓના વિવિધ મનોભાવો, ઓરતા, ઉમળકા, અંગ્રેજોની વટાળપ્રવૃત્તિ, વટલાયેલી ભીલી સંસ્કૃતિ અને સ્વધર્મની સાચવણી માટે દાખવેલો શૌર્યભાવ, બાળલગ્નના અવસરે નાયિકાના ઓરતા-ઉમળકા, દિયર-ભાભીનો પ્રણયોન્માદ, લગ્નવાંચ્છુ નાયિકાનો મેળે જવાનો ઉલ્લાસ-અભરખા જેવા વિવિધ સંવેદનોની અભિવ્યક્તિ ઝિલાઈ છે. વૈવિધ્યસભર ગીત પસંદગીમાં સંપાદકસૂઝનો અનુભવ થાય છે. આ ગીતો નીચે શબ્દાર્થ સૂચિ અપાઈ હોત તો આ બોલીથી અજાણ અભ્યાસીઓને ગીતોના મૂળ હાર્દ-સંવેદન સુધી જવાની વિશેષ મોકળાશ સાંપડી હોત.

પ્રભુદાસ પટેલ પાસેથી 'અરવલ્લીની લોકસંપદા' (૨૦૦૯) ના શીર્ષકથી એકવીસ લોકગીતો, સંપાદન અને તેના આસ્વાદરૂપે સાંપડયાં છે. આ બધાં જ લોકગીતો લગ્નપ્રસંગે નૃત્ય સાથે ગવાતાં હોઈ તેના સંપાદકે પ્રારંભે જ 'અરવલ્લીના આદિવાસીઓની લગ્નપ્રથા ઉપરાંત તે અંતર્ગત ઘરજોવું, લગ્ન નક્કી કરવું, વીંટી પહેરાવવી, પીઠી ચડાવવી, આંમલો-આંમલી અને નુતેર જેવાં વિધિવિધાનોની સંક્ષેપમાં ચર્ચા કરી, લગ્નપ્રસંગે ગવાતાં, 'ઠેકણીયા' ગીતો સાથેનો અનુબંધ રચી આપ્યો છે. પરંતુ અહીં ડુંગરી ગરાસિયાઓની વિવિધ લગ્નપ્રથાઓને પણ ચર્ચામાં આવરી લીધી હોત તો આ બોલી અને લોકગીતોથી અજાણ વાચકોને ગીતના મૂળ હાર્દ સુધી લઈ જવામાં વધુ ઉપકારક બની શકાયું હોત. આ લોકસંપાદનનાં મોટાભાગનાં લોકગીતોમાં પ્રણયોન્માદની અભિવ્યક્તિ ઝિલાઈ છે. તદુપરાંત ડુંગરી ગરાસિયાઓની સંયુક્ત કુટુંબ, બહુપત્નીત્વ કે બાળલગ્ન જેવી પ્રથાઓને કારણે ઊભી થતી સંવેદનાઓ, સમસ્યાઓની અભિવ્યક્તિ સધાઈ છે. પ્રણયભાવનાં લોકગીતોમાં પણ સંવેદનની જુદી જુદી ભાત પ્રાપ્ત ભાવ, પ્રણયસ્વાતંત્ર્ય,

વિરહજન્ય વિહ્વળતા, પ્રેમછલનાના પ્રતિકારરૂપે સ્વમાનપ્રેરક, બંડખોર, નીર્ભિક વ્યક્તિત્વ, પતિની બેવફાઈ છતાં તેની દુદર્શામય દશામાં સમભાવ, પ્રેમમય વલણ અને ઘરેણાવાંચ્છા, દિયરપ્રીતિ જેવા સ્ત્રીસંવેદનના ભિન્ન-ભિન્ન રૂપો રસપ્રેરક બની રહી છે. તેથી જ 'વડસાળીનું કામ' (પ્રસ્તાવના)માં પ્રતિષ્ઠિત વિવેચક પ્રો. ભરત મહેતાએ નોંધ્યું છે, ''જે સમાજને આપણે ઓછાબોલો, સંકોચશીલ ગણ્યો છે તે સમાજની આ નાયિકાઓ પ્રભુદાસ પટેલે સંપડાવીને ગુજરાતની સ્ત્રીઓ વિશેની ()છબિને ઉલટાવી સુલટાવી નાંખી છે. ગુજરાતી સ્ત્રી એટલે ધૂમટો કાઢનારી, કુંવરબાઈની જેમ, દમયંતીની જેમ રિબાતી, પુરૂષ આધિન, શોષિત વગેરે. લોકસમાજમાં આવી વેવલી સ્ત્રીઓ નથી. આ લોકગીતો વાંચતાં મેઘાણીની લોકકથાઓ કે કથાકાવ્યો યાદ આવી જાય. પુરૂષવેશે બાપના વેર વાળતી સ્ત્રીઓ ત્યાં છે. શ્રમજીવી સમાજની સ્ત્રીઓ અને ભદ્રસમાજની સ્ત્રીઓની છબિ વચ્ચે અંતર છે. સ્ત્રીની છબિના નિમિત્તે ભદ્ર સમાજવાળી છબિ જ પ્રચારમાં આવી. આવાં લોકગીતો એવી છબિનું છેદન કરે છે. એ અર્થમાં આવાં લોકગીતો તળિયેથી ઈતિહાસ વાંચવાની ફરજ પાડે છે. ''( પૃ.૮.૯)

અહીં રસાસ્વાદોમાં દરેક ગીતની ભૂમિકામાં ગીત સાથે સંબંધિત સામાજિક-સાંસ્કૃતિક સામગ્રી સંદર્ભ સહિત માંડણી થઈ છે. ત્યાર બાદ ગીતપ્રવેશ કરતો વાચક સંવેદનબિંદુને પામતાં પામતાં ચેતોવિસ્તારની અનુભૂતિ કરે છે. લોકગીતોમાં પ્રગટ થતા સામાજિક-સાંસ્કૃતિક સંદર્ભો, ભાવાભિવ્યક્તિ, લોકબોલીના લય-પ્રાસયુક્ત શબ્દો, વિશિષ્ટક્રિયોરૂપો, તેમજ પ્રતીકાત્મક કે વ્યંજનાત્મક ભાષા ક્ષમતાની પણ સરસ છણાવટ થઈ છે.

લોકવાઙ્મય લોકકંઠમાં વસે-શ્વસે છે. સંપાદકે માહિતીદાદા પાસેથી સાંપડેલી મૂળ સામગ્રીને જે તે રૂપમાં લિપિબધ્ધ કરી હોય તો જ સંપાદન કાર્યની સફળતા ગણાય. તેથી સંપાદકે જે તે જાતિ-પ્રદેશની લોકબોલીને અવગત કરવી જ પડે. પ્રભુદાસ પટેલ સંપાદિત આ બધાંય લોકગીતોમાં મૂળ મિજાજ, મહદઅંશે જળવાયો છે. પણ કેટલાંક ગીતોમાં મૂળ બોલીના 'મોમા', 'કેર', 'તોડી', 'પાબી', 'ઉબરજાં', 'સુરા', 'સતરી', 'સાંયલે', અને 'ગોમ' જેવા શબ્દપ્રયોગોને બદલે શિષ્ટભાષાના કે પટેલી બોલીના શબ્દો યોજાયા છે તે ખૂંચે છે. પ્રત્યેક ગીતને અંતે લોકબોલીના શબ્દાર્થ અને માહિતીદાતાઓનાં નામ-ગામની માહિતી અપાઈ છે. ડૉ. પંકજ પટેલે 'આદિવાસીઓનાં લોકગીતો'(૨૦૧૦)ના નામે લોકગીતોનું સંપાદન કર્યું છે. આ સંપાદન પુસ્તકમાં તેમણે સાબરકાંઠા જિલ્લાના વિજયનગર તાલુકામાં 'વસતી ડુંગરી ગરાસિયા' અને 'કાથોડી' આ બંને જ્ઞાતિઓનાં લોકગીતોને અલગ અલગ ભાગમાં આવરી લીધાં છે. ગીતોના અંતે માહિતીદાતાઓનાં નામ, ઉંમર, ગામની માહિતી તથા લોકગીતોની શબ્દાર્થ સૂચિ આપી છે. આદિવાસી સમાજની પ્રણાલિઓ અંતર્ગત તેમણે ડુંગરી ગરાસિયાઓની ગૃહબાંધણી, ઘરવખરી, પહેરવેશ અને ખોરાક વગેરેની અત્યંત સંક્ષેપમાં ચર્ચા કરી છે. પણ આ જ ચર્ચામાં આ જ્ઞાતિનાં ગોત્ર, અટકો, વ્યવસાયો, તહેવારો અને મેળાઓની ચર્ચાને પણ આવરી લીધી હોત તો ડુંગરી ગરાસિયાઓની સામાજિક સાંસ્કૃતિકની છબિને વિશેષ ઉજાગર કરી શકાઈ હોત.

બીજા પ્રકરણમાં 'આદિવાસીઓનાં લોકગીતો'અંતર્ગત ૧૦૨ જેટલાં સંખ્યાબંધ લોકગીતો સાંપડે છે. આ લોકરચનાઓ મહદંશે લગ્ન પ્રસંગે ગવાતાં-નચાતાં લોકગીતો છે. અહીં સ્પષ્ટ વિભાજન નથી પરંતુ

માત્ર ગાઈ શકાય તેવાં અને ગાન-નાચ સાથે રજૂ થઈ શકે. જબયદ્ધ બંને પ્રકારનાં લોકગીતો છે. ડુંગરી ગરાસિયાઓની સામાજિક સમસ્યાઓ, શ્રધ્ધા, ભાવના, આસ્થાઓ, રૂઢિઓ જેવાં વિષય વૈવિધ્યનાં લોકગીતો પંકજ પટેલે સંપડાવ્યાં છે. પરંતુ લગ્નના વિવિધ વિધિ-વિધાનો અંતર્ગત ગીતોની પસંદગી થઈ હોત તો આ સમાજથી અજાણ્યા પરંતુ અભ્યાસ કરવા ઈચ્છતા અભ્યાસીઓને વધું સારી રીતે ઉપકારક બની શક્યાં હોત, આ સંચયમાં ક્રમાંક ૧થી ૪ ડુંગરી ગરાસિયાઓના પીઠી પ્રસંગે ગવાતાં લોકગીતો છે. ક્રમ-૫થી ૧૦૨ પૈકી ગીતનં ૧૭ અને ૧૦૨ પીઠી પ્રસંગ ગીત નં -૧૨,૧૩, ૪૮, અને ૯૧ જાન ઉગલાવવાના પ્રસંગે, ગીત નં-૨૦ મામાનુતેર, અને ગીત નં-૩૪, ૩૬, ૬૨, ૬૩ અને ૭૪ આ પાંચ લોકગીતો વિજયનગર તાલુકાની આંજણાપટેલ જ્ઞાતિમાં ગવાતાં લોકગીતો છે. તો ગીત નં ૧૭ અને ૧૦૨ , ૨૫ અને ૪૩માં એકનું એક ગીત પુનરાવર્તન પામ્યું છે. પુસ્તકના અંતે આદિવાસી લોકગીતોમાંથી તારવેલાં ૨૮ જેટલા શબ્દાર્થની સૂચિ અપાઈ છે તે પણ લોકગીતોનું બોલીનું શબ્દભંડોળ જોતાં અપર્યાપ્ત જણાય છે. દરેક લોકગીતમાંથી ફલિત થતા શબ્દોને ક્રમ આપી ગીતને અંતે શબ્દાર્થ સૂચિ અપાઈ હોય તો જેતે બોલીમાં ભાવકોને ગીત સમજવામાં વધુ ઉપયોગી થાય. વળી આ ગીતોમાંથી પસાર થતાં અનેક બોલી શબ્દદોષોની પ્રતીતિ થાય છે. કાં તો પ્રુફ રીડિંગમાં કેળવાયેલી નિષ્કાળજી કે પછી મૂળ બોલીના શબ્દો, કાકુ અને લયને સંપાદક આત્મસાત ન કરી શક્યા હોઈ આવો એકાદ શબ્દદોષ પણ ગીતના હાર્દને કેવું બદલી નાંખે છે તે એકાદ ગીતના દૃષ્ટાંતથી સ્પષ્ટ કરીએ. જેમ કે આ સંપાદનનું ગીત નં-૧ પીઠી પ્રસંગે ગવાતાં ગીતો પૈકીનું છે. આ આખાય ગીતમાં વર બાળવર હોઈ લગ્નનાં જુદાં જુદાં વિધિવિધાનો દરમ્યાન

તેની અણઆવડત દ્વારા બધાંને હસાવે છે, તેવો ભાવ સ્ફૂટ થાય છે. પીઠી પ્રસંગે સ્ત્રીઓ ગાય છે.

'નેના કુવેર નેના રેજા, પાટલે  બીહતાં ની આવડે'

(વર) કુંવર નાનકડો છે, તેને પાટલે બેસતાં નથી આવડતું)

પણ આ ગીતના સંપાદનમાં ઉપરની પંક્તિ આ પ્રમાણે સાંપડે છે.:

'નેના કુવેર નેના રેજા, પાટલે બેહતાંને આવડે'

(કુંવર નાનકડો છે, તેને પાટલે બેસતાં આવડે છે.)

મૂળ લોકબોલીનો 'બીહતાંની આવડે'ને બદલે 'બેહતાંને આવડે' યોજાતાં કેવો અર્થાન્તર થઈ જાય છે.

પ્રકરણ-૩-૪ કાથોડી સમાજ (આદિ.અતિપછાત)ની પ્રણાલિઓ અને તેમનાં લોકગીતોનાં છે. પ્રકરણ-૩માં કાથોડી સમાજની પ્રણાલિઓ અંતર્ગત કાથોડીઓની ગૃહબાંધણી, ઘરવખરી અને પહેરવેશની ચર્ચા થઈ છે. આ ચર્ચામાં કાથોડીઓને ક્યા ક્યા શેઠીયાઓએ રાજસ્થાનમાં વસાવેલા? અને આ પ્રજા રાજસ્થાનથી ગુજરાતમાં આવીને ક્યાં ક્યાં વસી ? તેની રસપૂર્ણ માહિતી મળે છે. આમ છતાં આ પ્રકરણમાં કાથોડીઓની સામાજિક  રૂઢિઓ, વિધિ-વિધાનો તથા તહેવાર ઉજવણીઓ, શ્રધ્ધા-માન્યતાઓની ચર્ચાને વણી લીધી હોત તો આ જ્ઞાતિના સામાજિક -સાંસ્કૃતિક જીવનને સમજવામાં તથા તેમનાં ગીતોના સંદર્ભોને પામવા-સમજવામાં ઉપકારક બની શકાયું હોત.

'કાથોડીઓનાં લોકગીતો' અંતર્ગત અહીં પાંત્રીસ લોકગીતો સંપાદિત થયાં છે. તેમાં ક્રમ નં-૯ તથા

૧૮, ૧૦ તથા ૧૯ અને ૧૭ તથા ૩૪ માં એકના એક ગીતનાં પુનરાવર્તનો સાંપડે છે. 'કાથોડી સમાજની પ્રણાલિઓમાં સંપાદકે પોતાનો અભિગમ સ્પષ્ટ કરતાં કહ્યું છે કે , ''અહીં કાથોડી જાતિમાં જુદા જુદા પ્રસંગે ગવાતાં ગીતોને તદ્દન એજ ભાષામાં, એજ લયમાં, એજ શબ્દોમાં કંડારવાનો મારો પ્રયત્ન રહ્યો છે. અહીં મોટેભાગે લગ્નપ્રસંગે, હોળી પ્રસંગે, પૂજા સમયે થતી વિધિ પ્રસંગે તથા અનાજની લણણી સમયે ગવાતાં ગીતોને રજૂ કરી તેમાં રહેલા વૈવિધ્યને ચકાસવાનો મારો ઉત્તમ પ્રયત્ન રહ્યો છે.'' પરંતુ ગીતસંકલન કે ગોઠવણીમાં આ સંકલ્પ સિધ્ધ થયેલો પ્રતીત થતો નથી. હકીકતમાં ક્યાં ક્યાં લોકગીતો લગ્નના કયા વિધિ-વિધાન વખતે, હોળી કે પૂજાના વિધિ પ્રસંગોએ ગવાય છે તે સ્પષ્ટ વિષય વિભાજન સાથે મૂકાયાં હોત તો અભ્યાસ માટે વધુ અનુકૂળતાઓ પ્રાપ્ત થાત. લોકગીતોના અંતે માહિતીદાતાઓ અને ગાયિકાઓની ઉંમર, ગામ સહિત મૂકાઈ છે. જે આ ગીતોની વિશ્વસનિયતાની પ્રતીતિ કરાવે છે. તો આ લોકગીતોની ૩૦ જેટલી શબ્દાર્થસૂચિ અપૂરતી જણાય છે. કેમકે આ લોકગીતોમાંથી પસાર થતાં શબ્દે શબ્દ કઠે તેવો છે ત્યારે આટલા જ શબ્દાર્થ પૂરતા નથી. ડૉ. પંકજ પટેલનો પ્રથમ પ્રયત્ન હોઈ કેટલીક કચાશોનો અનુભવ છતાં આ સંપાદનનું સહેજે ઓછું મૂલ્ય નથી. આજ સુધી ગુજરાતના ઉત્તર-મધ્ય-દક્ષિણ દરેક પ્રાંતમાંથી આદિવાસીઓના જુદા જુદા સમાજોનાં લોકગીતોનાં સંપાદનો સાંપડયાં છે, પરંતુ પંકજ પટેલે પ્રથમ પ્રયત્ને જ કાથોડી સમાજનાં લોકગીતો સંપડાવીને અભ્યાસીઓને નવી દિશા તરફ પ્રેર્યા કર્યા છે.

આમ ડુંગરી ગરાસિયાઓનું લોકસાહિત્ય માત્ર લોકગીતો રૂપે જ સાંપડયું છે. અન્ય સમાજોની જેમ તેમને પણ આગવી ભાષા છે. તેમની દંતકથાઓ, લોકગીતો, ભજનો અને કહેવતો- રૂઢિપ્રયોગોમાં

લોકબોલી જીવંત રૂપે યોજાય છે. તેમનું આવું લોકસાહિત્ય સંપાદકોની પ્રતીક્ષામાં છે.

આમ, ઉપર નોંધ્યું તેમ, 'ગિરિમાળાના ટહુકા', 'લોકસાહિત્યમાળા', 'અરવલ્લીની લોકસંપદા' અને 'આદિવાસીઓનાં લોકગીતો' વગેરે સંપાદનગ્રંથોમાં ડુંગરી ગરાસિયાઓમાં લગ્ન-મેળાઓ કે અન્ય પ્રસંગે ગવાતાં લોકગીતો લેખિત અવસ્થામાં સાંપડે છે, 'ગિરિમાળાના ટહૂકા' (વિજયપુષ્પાભગોરા) પુસ્તકમાં લગ્નપ્રથાની બધી જ વિધિ-વિધાનોનાં લોકગીતો સાંપડતાં હોઈ તે લોકગીતોનો નિર્દેશ અહીં ટાળવાનો ઉપક્રમ છે. આ ઉપરાંત હોળી, મેળા, ખેતી અને શિકાર સંદર્ભે પણ ઘણાય ગીતો અહીં ગવાય છે.

હોળી તેમનો આનંદ-શ્રધ્ધાભાવે ઉજવાતો પારંપારિક તહેવાર છે. આ પ્રસંગે જમીનમાં ખાડો ખોદી, લીલોવાંસ રોપીને છાણાનો ઢગલો કરી વિધિવત અગ્નિ પ્રગટાવાય છે. શેલડા (વાંસનું) કેટલું મૂલ્ય છે તે આ હોળીગીત સરસ પ્રગટાવે છે જેમકે,

હેલડો હુનાનો ડોડો, હેલડો રુપાવો રે.
હેલડો કૈયો પાઈ રસિયા, હેલડો રુપાવો રે.

(શેલડો સોનાનો છે! કારણ કે હોળી પહેલાં લગ્ન થયેલા વરરાજાઓને હોળી ફરવાનું છે. માટે અગ્નિપ્રાગટય વખતે વરરાજાઓના નામોલ્લેખ સાથે સ્ત્રીઓ ગાવા માંડે છે.)

તો સ્ત્રીઓ હોળીના સ્થાનકે કેડકંદોરો ધારણ કરીને, ઠાઠમાઠ સજીને વરરાજાની પધરામણીની રાહ જૂએ છે, વરરાજા આવતો નથી ત્યારે તેની પત્ની આવવા દેતી નથી એવો સંદર્ભ જોડીને હાસ્યની છોળે બધાને હસાવે તેવું વાતાવરણ જામે છે.

રે કેના પાઈ ઉળી (હોળી) આવો રે, કદુરે (કંદોરે) હીરનું ફુદું
રે મગનપાઈ ઉળી આવે રે, કદુરે હીરનું ફુદું
જે જાડીણ આવણાનીં દીયેરે, કદુરે હીરનું ફુદું
અણી જાડેણને પાજે બોદોરે, કદુરે હીરનું ફુદું

(એ જાડીણ (તેની જાડી પત્ની) જ તેને આવવા દેતી નથી તેને ખાટલાના પાયા સાથે બાંધી દો તો હોળી પછી ગામની કોઈ નવપરિણિતતાને જમાઈ તેડવા આવ્યો હોય ત્યારે તેને ઉદ્દેશીને પણ ફટાણા ગીતો ગવાય છે.

(૨) મેળો એ ડુંગરીગરાસિયાઓ માટે મહોત્સવનું રૂપ લેતો. આવા મેળા પ્રસંગે ગવાતાં ગીતો પણ તેમના લોકસાહિત્યમાં ઘણાં સાંપડે છે, આવાં લોકગીતોમાં મહદંશે મેળામાં જવાની તૈયારી, થનગનાટ મેળાનિમિત્તે પ્રણય જેવા વિવિધ ભાવોને વ્યકત કરે છે.

મેળે જવા ઉત્સુક કન્યકા કેવાં કપડાં-ઘરેણાં ધારણ કરીને કેવો સાથ શોધી રહી છે? તે દૃષ્ટિએ આ ગીત માણવા-પ્રમાણવા જેવું છે.

મેઘવાસીનો મેળો તબુક જોય આજીરે.
હૂં પેરીને જાઈ રે તબુક જોય આજીરે.
કોઠી ઉપેર ખડિયો તબુક જોય આજીરે.
ખડિયો ખોલી જોહાં તબુક જોય આજીરે.

પાબી વાળો હાડલો તબુક જોય આજીરે.
ઈ પેરીને જાવુ તબુક જોય આજીરે.
ગોમનાં ડોહાં જાયહે તબુક જોય આજીરે .. મેઘવાસીનો.
ગોમના મુખ્યિાર જાય હે તુબક જોય આજીરે.
ઇ હંગાતે હારો તબુક જોય આજીરે.. મેઘવાસીનો.

તો રીટુડા નામના સ્થળે મેળો છે. પાતળિયો (પતિ) તો પરદેશ છે તોય નવવધૂ મેળો મ્હાલવા નીકળી છે. પરંતુ આશ્ચર્ય! તે તેના પતિને મેળામાં ફરતો જૂએ છે. પતિ વીંટી ખરીદે છે ત્યારે તેને છાનીછાની જોતી આ નવવધૂને થાય છે કે તે કોના માટે ખરીદતો હશે? તેના ધબકારા વધી જાય છે. તે તો છાનીમાની ઘરે આવી બેસે છે. થોડીવારમાં તેનો પતિ આવે છે તે નવવધૂને વીંટી પહેરાવે છે ત્યારે તો આનંદ પરાકાષ્ઠાએ પહોંચે છે. જેમકે,

રીટુડે બજારમાય વડલો અતો જીરે વાલા
વણા વડલા એઠે મેળો અતો જી રે વાલા
મારો પાતળિયો ઘેરે નથી જી રે વાલા
મારો પાતળિયો સાકરી જાયલો જી રે વાલા
મારો પાતળિયો મીળે દીઠો જી રે વાલા
પેગાંમાંય મુજડીને ફરતો દીઠો જી રે વાલા

કેડી કદુરો ને ફરતાં દીઠો જી રે વાલા
વણા મીળામાંય વીટી મોલવે જી રે વાલા
વીરે વીટી લઈને કેરે આજો જી રે વાલા
મુ તે મોરી આવીને વાટ જુતી'તી જી રે વાલા
વી રે વીટીમય પેરાવતાં દીઠો જી રે વાલા

વળી છત્રીસાથે નાચતો જુવાનિયો જોઈને તેના પર મનોમન મોહી પડેલી નણંદ તેની ભાભીને છત્રીવાળાની ઓળખ પૂછે છે.

'વુ સતરીવાળું કૂણહે પાબી,
મય ઓળખાવો સતરીવાળો'

આ મેળાગીતોમાં 'જવાસબાઈ'નું ગીત પણ ઉલટભેર ગવાય છે આદિવાસીઓ જવાસબાઈને જ ગૌરી માને છે. ગીતમાં જવાસબાઈના બાળપણથી માંડીને લગ્ન સુધીનું સુંદર વર્ણન થાય છે. આ ગીતમાં જવાસબાઈ અર્થાત્ ગૌરીને ભીલોની મા તરીકે સંબોધવામાં આવી છે તેથી શિવ અને પાર્વતી પણ આદિવાસી હતા તેનો આ લોકગીત સાહેદી પૂરે છે. જમેકે,

જવાસબાઈ નેનાં અતાં જવાસબાઈ રે જી રે જી.
જવાસબાઈ તે ઉઆઉઆ કરતાં જવાસબાઈ રે.
જવાસબાઈ તે કીકલી કરતાં જવાસબાઈ રે.

યુવાન થતાં - જવાસબાઈ તે મુટજાડી થાજાં, જવાસબાઈ રે.
લગ્નના અવસરે- જવાસબાઈની હગાઈ કીદી, જવાસબાઈ રે.
જવાસબાઈની ટીલડી સોડજી, જવાસબાઈ રે.
જવાસબાઈનાં લગ્નાં થાજાં, જવાસબાઈ રે.
જવાસબાઈ કોણ છે ? તે- જવાસબાઈ તે પીલાંની આઈ, જવાસબાઈ રે જી રે જી

આમ જુદા જુદા મનોભાવો સહજ રીતે હોળીગીતોમાં પણ ગવાય છે.

તો દૂરના ગામમાં ઘેરોઘેરો ઢોલ વાગતો સાંભળીને પોતાની પ્રિયતમા (લીલા) ને ધૂળેટી રમવા જવાનું ઇજન આપતા ગીતનાયકની પ્રચ્છન્ન ભાવનાઓ આ ગીતમાં સરસ વ્યકત થઈ છે. જેમકે,

લીલકીયા રૈયાં કેવું બુલે,
લીલકીયા ઘેરુ રે ટૂલ વાજે
લીલકીયા કણા સોરી ગોમ વાજે
લીલકીયા ઘેરું રે ઘેરું ટૂલ વાજે
લીલકીયા ગાડી કે સીતરજુ
લીલકીયા ઘેરુ રે ઘેરું ટૂલવાજે
લીલકીયા તુળેટી રમણા જાહાં,
લીલકીયા ઘેરું કે ઘેરું ટૂલ વાજે,

લીલકીયા ટૂલ તડૂકા વાજે,
બીલકીયા ઘેરું રે ઘેરું ટૂલ વાજે
લીલકીયા હેવે રોદી ખાહાં,
લીલકીયા ઘેરું રે ઘેરું ટૂલ વાજે.

શિકાર એ ડુંગરી ગરાસિયાઓનો માત્ર ખોરાકવૃત્તિનો જ વિષય નહોતો પરંતુ શૌર્ય-સાહસ માટેનો વિષય હતો તેની સાહેદી પૂરતાં અલ્પસંખ્યામાં ગીતો ટકયાં છે. આદિવાસીઓની શિકારરમણાને વ્યકત કરતું આ લોકગીત-

'હુએર આવે હુએર પીમલા પાંડરે હુએર આવે
(હે ભીમા પાંડોર, તારી તરફ સુવ્વર આવી રહ્યું છે.
'જુડીને ટુળી મળતી રે પીમલા પાંડર હુએર આવે
(શિકાર માટે) જોડીને ટોળીઓમાં ભેગા થયા છે)
'રે'જો ખબડદારે હોશિયાર રહેજો સુવ્વર આવી રહ્યું છે)
(ખબરદાર, હોશિયાર રહેજો. સુવ્વર આવી રહ્યું છે)
'કૂણ આરે કૂણ જીતે પીમલા પાંડર હુએર આવે'
(આજે કોણ હારે અને કોણ જીતે છે ?)

આમ, શિકાર માટેની સ્પર્ધામાં શૌર્ય-સાહસભાવ વ્યકત થાય છે.

ડુંગરી ગરાસિયાઓ ખેતી, શ્રમકાર્યને લગતાં ગીતો પણ ગાય છે. ક્ષિતિજે વાદળ, વીજચમકારા જોઈને જ વાવણીલાયક વરસાદની એંધાણી આપતી પત્ની પોતાના પતિને વાવણી કરવા માટે કેવી કેવી પૂર્વતૈયારીઓ કરવાનું સૂચન કરે છે તે જોઈએ.

ધરમાય મૅઉલો સડજો રે ડોગીડા
આંતરાદો મૅઉલો સડજો રે ડોગીડા
સાણ્ણી અતરી આબલી રે ડોગીડા
ઝરમર મૅઉલો વરહે રે ડોગીડા
હાગડી હુજવા જાહુરે ડોગીડા
અળાં સઉડાં હુજો રે ડોગીડા
નાડી જુતરાં કાડૉ રે ડોગીડા
એળાં હોની જુતરાવો રે ડોગીડા
ખીતરાં ખીડવા લાગો રે ડોગીડા
ઝરમર મૅઉલો વરહે રે ડોગીડા

કયારેક શ્રમ હળવો કરવા માટે વ્યંગાત્મક, હાસ્ય-કટાક્ષથી સભર ગીતો ગવાય છે. નીચેના લોકગીતમાં શ્રમકાર્ય કરતી વખતે ભાભી તેની નણંદને, તેના પ્રણયભાવ સંદર્ભે ટકોરે-કટાક્ષ કરી શ્રમને હળવોફૂલ કરી દે છે તે જુઓ,

'વાડીમાય વલોળિયું વૉંદરિયું પેદુ થાજુ હે
(વાડીમાં વાલોળિયાના વેલાઓમાં વોદરું પેધુ પડ્યું છે)
'ગોરી નણદોલી વોદરિયું પેદુ થાજુ હે'
(હે ગૌરી, વાંદરુ પેધું પડ્યું છે (એનાથી સાચવજો)
નણંદ ભાભીના સંકેતને પામી ગઈ છે તે કહે છે-
'પાબીજીરે મારાં વાંદરિયું દોત્જાં કરે રે'
(ભાભી, એ વાંદરું તો દાંતિયાં કરે છે)
ભાભ સૂચક રીતે જવાબ આપે છે-
'વાંદરિયાને જાહો તે ડુંગરા ડુંગરા ડાકહો રે'
વાંદરાને જશો તો ડુંગે ડુંગરે ઠેકવું પડશે પણ લાડવાય ખાવા મળશે હો!)
અને આગળ વનફળ ખાવા મળશે એમ કહીને ભાભી નણંદને પોરસાવતી રહે છે.
આવાં ગીતો હસાવીને શ્રમને કેવો હળવોફૂલ કરી દેતાં હશે!

એક બાજુ ડાંગરનો મોલ પાકી ગયો છે બીજી તરફ મેળો છે. ડાંગર વાઢવી કે મેળે જવું? તેવો દ્વિધાભાવ પ્રગટ કરતું આ લોકગીત-

'જુમખાવાળી જુમખાવાળી મગન જુમખાવાળી ફૂલ લણહે ?
ફૂણ લણહે ફણ વાડહે મગન, જુમખાળી ફૂલ લણહે ?

મારે તે મેળે જાવું મગન, જુમખાવાળી ફૂણ લણહે ?
કુડી ઉપેર દાતરૂ મગન, જુમખાવાળી ફૂણ લણહે ?
પાઈનું હાળું નોનું મગન, જુમખાળી ફૂણ લણહે ?
માર તે હાતવાળા જાય હે મગન, જુમખાળી ફૂણ લણહે ?
મગન વિસાર કરે મગન, જુમખળી ફૂણ લણહે ?

ખેતી પછી પશુપાલન એ ડુંગરી ગરાસિયાઓનો મહત્ત્વનો વ્યવસાય હોઈ ગોવાળ જવાના, ગોવાળું કરતાં કરતાં સ્નેહભાવ થયાનાં ભાવ પ્રગટ કરતાં લોકગીતો પણ સાંપડે છે. જેમકે, મામાને ઘેર મહેમાનગતિએ ગયેલી એક મુગ્ધા કહે છે.

'મારે મોમા કરે પોમણી ગઈ તી માર મોમા કેર.
(હું તો મારા મામાને ઘેર પરોણાગતે ગઈ હતી)
માર મોમા કેર હૉમટી તોડી માર મોમા કેર.
(મારા મામાને ઘેર સામટી (ઘણી) ગાયો છે)
અણી તોડીયાંની ગુવાળ ગઈતી, અણી.
(હું તો ગાયોનું ગોવાળું કરવા ગઈ હતી)
ડુંગરા મૉથે મુરાં બુલે ડુગરા મૉથે મુરાં બુલે
(ડુંગરા ઉપર મોર બોલતાં હતાં)

જો મોરાં મય ગાળી બુલે, જાં મુરાં મય આંખ દબાવે
(એ મોરલાં મને ગાળો બોલતાં,તાં, આંખ મિચકારતાં'તાં)
માર મૉમાયમુ કેઈ આલી રે, માર મોમાય.
(હું મારા મામાને કહી દઈશ!)

અહીં સમજી શકાય કે આ ગીત નાયિકાને માનવ મોર સ્પર્શી ગયો છે. તો અન્ય એક લોકગીતમાં ડુંગરે ઢોર ચારવાના નિમિત્તે જતી નાયિકાનો કાળુ નામના યુવાન સાથે પ્રેમસંબંધ બંધાઈ ગયો છે. દીકરીના પરાક્રમને જાણી ગયેલો બાપ છોકરી તું ઘરે આવલારી ખબર લઉ છું' કહેતાં આંતરવ્યથા પ્રગટ કરે છે-

'સુરી રે ડુગરે કુમણા જાય હે કે,
સુરી રે આવે તીરે આલું હું.
સુરી રે હું હું કૉમ કરે હે કે,
સુરીરે આવે તીરે આલુ હું.
સુરી રે ખારૂને મળવા જાય હો,
ન સુરીરે આવે તીરે.
સુરીરે કાળીયાને વાતે કરે હે કે,
સુરીરે આવે તીરે આલુ હું.

નદી અને ડુંગર સાથે જોડાયેલાં ગીતો પરોક્ષરૂપે પ્રણયની અભિવ્યકિતને ઝીલે છે. આવાં ગીતોમાં નદી કે ડુંગર સંદર્ભ બનીને, નાયક નાયિકાના પ્રણયાનુભૂતિને પ્રગટ કરે છે. જેમકે, લગ્નમાં ઠેકવાના નિમિત્તે પ્રિયતમને મળવા આવેલી પ્રિયતમા કહે છે;

'તય કરતાં તે ડુગરો ઠોકી આજી હુ ને,
હેડ બસુડા મેલવા કીમનહે આવતો?
તપ કરતાં તે મરૂ મરૂ કરુ હું ને,
હેડ બસુડા મેલવા કીમ નહે આવતો ?

હે બચુ, તને મળવા માટે તો હું ડુંગરો ઠેકીને આવી છું. તારા માટે તો હું મરૂં મરૂં થાઉં છું અને તું મને મૂકી આવવામાંય ઠાગાઠૈયા કરે છે? ડુંગર તો નાયિકા દરરોજ ઠેકે છે, તેની શી નવાઈ? પરંતુ પ્રિયતમને મળવા માટે તેને કેવી કેવી મુશ્કેલીઓ વેઠવી પડે છે તે 'ડુંગરો ઠેકવાના' સંદર્ભથી વ્યકત થાય છે, તો યુવાનીના ઉંબરે આવેલા, પરણવા થનગનતા દિયરને ભાભી માર્મિકરૂપે કહે છેઃ

'નઈની તેંડે બેઠું વીરા, કાંગડી સમાસમ કરેરે.'
કોગડી મેદ બેઠું વીરા, કાંગડી સમાસમ કરેરે.

આંગળી ગોસી જોજો વીરા, કાંગડી સમાસમ કરે છે.

(હે વીરા કાંકરી બરાબર નદીને કિનારે છે તેથી જ તો ચમકયા કરે છે. તેના ઉપર મધ બેઠું છે. મધ ઠાલું છે કે ભરેલું, એ આંગળી ખોસીને જોવા દો)

આમ, ડુંગરી ગરાસિયાઓના મૌખિક સાહિત્યમાં વિવિધ ભાવોનાં સરસ લોકગીતો સાંપડે છે.

**લેખક પરિચય :**


૧. નામ પ્રભુદાસ પટેલ
એસો. પ્રોફેસર,
ગુજરાતી વિભાગ,
આટ્ર્સ કોલેજ -વડાલી, તા. વડાલી, જિ. સાબરકાંઠા


૨. વતન. મુ.પો. રાજપુર
તા. વિજયનગર
જિ. સાબરકાંઠા

૩. જન્મ તા. ૧-૬-૬૪
જન્મ સ્થળઃ રાજપુર

૪. કૉલેજમાં જોડાય તા- ૫-૧૦-૧૯૯૫થી

૫. અન્ય અનુભવ- બે વર્ષ પોષ્ટલ આસિસ્ટન્ટ તરીકેની નોકરી ૧૧ વર્ષ પ્રાથમિક શિક્ષણ તરીકેની નોકરી.

૬. પીએ.ડી વિષય : ‘સાઠોત્તરી મૌલિક દીર્ઘનાટક’

યુનિ. હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિ. પાટણ -૨૦૦૫

૭. પ્રકાશિત પુસ્તકો :

૧. 'સીઠોત્તરી મૌલિક દીર્ઘનાટક' (ગુજરાત)

૨. 'અરવલ્લીની લોકસંપદા'

પ્રકાશક : ૧. 'ઉજાસ' (વાર્તાસંગ્રહ)-પાર્શ્વપ્રકાશન

૨. 'ડુંગરી ગરાસિયાઓ :

સામાજિક-સાંસ્કૃતિક લોકજીવન અને લોકવાઙ્મય'

૮. માઈન રીસર્ચ પ્રોજેકટ (યુ.જી.સી)

-ડુંગરી ગરાસિયાઓનું સામાજિક -સાંસ્કૃતિક લોકજીવન

( પરંપરા અને પરિવર્તનની દૃષ્ટિએ)

* માહિતીદાતાઓ :

ડુંગરીગરાસિયાઓના લોકરિવાજો-પ્રસંગો અને વિધિ-વિધાનો

૧. ચંદુભાઈ બદાભાઈ ડામોર (ઉ.વ.૪૮) ગોઢવાડા, તા. વિજયનગર

૨. સોમજીભાઈ કેશરાભાઈ ભગોરા (ઉ.વ.૬૬) નાલસેરી, તા. વિજયનગર

૩. પ્રકાશભાઈ ડી. ગામેતી (ઉ. ૪૨) સરદારનગર તા. વિજયનગર

ઉત્સવ ઉજવણી અને મેળાઓ :

૧. બદાભાઈ ખાતુભાઈ ડામોર (ઉ. ૬૫) ગોઢવાડા, તા. વિજયનગર
૨. શૈલેષભાઈ ખાતુજી બારા (ઉ.૪૦) નાલશેરી, તા. વિજયનગર
૩. સતીશભાઈ લાલુજી અસારી (ઉ. ૪૯) સરસવ, તા. વિજયનગર
૪. શંકરભાઈ ડોડિયાર (ઉ. ૫૦) આંતરસુંબા, તા. વિજયનગર
૫. રમેશભાઈ લીંબાભાઈ પટેલ (ઉ.૪૦) દંતોડ, તા. વિજયનગર

* પવિત્રતા- અપવિત્રતાના ખ્યાલો , શ્રધ્ધા-માન્યતાઓ

૧. કાન્તિલાલ સુકાજી ગામેતી (ઉ.૫૦) સરદારનગર, તા. વિજયનગર
૨. રામજીભાઈ સાંજાજી કટારા (ઉ. ૫૮) નવાગામ ધનેલા, તા. વિજયનગર
૩. લાલુભાઈ ખાતુજી ડામોર (ઉ.૫૬) ગોઢવાડા તા. વિજયનગર
૪. મગનભાઈ ગોલજી ખતાત (ઉ. ૪૦) ખોખરા, તા. વિજયનગર

ગૂઢ વિદ્યા -મંત્ર-તંત્ર

૧. બદાભાઈ ખાતુભાઈ ડામોર (ઉ.૬૫) ગોઢવાડા, તા. વિજયનગર
૨. મગાનભાઈ વી. નિનામા (ઉ. ૩૫) ચંદવાસા, તા. વિજયનગર